ખેલી આવી હતી, તે ઉપરથી તજવીજ કરતાં જણાયું. એ પચીસ હજાર પોતાના ખર્ચ સારૂં લેતી આવી હશે. શો ગજબ! નંદનકુમાર કોઈ ભાગ્યાશાળી તો ખરો, જે એના ઘરમાં રૂપિયા કાકરાની પેઠે ખર્ચાયછે. મારો એક હેરક કેહેતો હતો, કે, લલિતાની પાસે ઓછામાં ઓછું સાઠ શીત્તેર હજારનું ઘરેણું છે. મોતી ને હીરા વગર વાત નથી.

પ્રિયંવદા—એનો બાપ એવો તે કેવો દ્રવ્યવાન્ હશે, જે એમ પૈસો ખર્ચે છે?

છળદાસ—એનો પિતા જગતશેઠ છે, અસલથી એ નાણાવાળા છે, ને પાર વિનાનો વેપાર દેશાવર ખાતાનો ખેડાયછે, તેથી અઢળક ઉપજ આવેછે. લલિતા આવવાથી, આપણે ધારતાં હતાં એટલી અડચણ નથી, પણ ઉલટો નફો છે. તે આગળ ઉપર તમને ખબર પડશે. મને તો લાગેછે, કે, હવે નંદનકુમાર આવે તો પાછી ઠીક રમુજ પડે.

પ્રિયંવદા—વળી એને પાછો જંપીને બેસવા દેવો ધાર્યો નથી કે શું?

છળદાસ—એ એને ગમેછે તેમ કરેછે, એમાં મારો વાંક નથી. એને ધૂતી ખાનાર તો તમે છો, હું નથી.

પ્રિયંવદા—વાહરે છળદાસ! ઘાટ તમે રચોછો, ને મારો વાંક કાહાડોછો? હવે તો હું નંદનકુમારને મારે અહિ આવવા દેનાર નથી. ઘણામાં માલ નહિ.

છળદાસ—એને હાડછેડ કરો તો પછી કહી દીધા વગર રેહે નહિ તો.

પ્રિયંવદા—હા. એ વાત પણ ખરી. પણ આપણે એને કેહેવું નહિ પડે. લલિતા એવી લક્ષણવંતી છે. કે એને જરા પણ વીલો મૂકશે નહિ.

છળદાસ—લલિતાને એનું મ્હો ના ગમે, ને એને લલિતાનું મ્હો ના ગમે, એમ કર્યા વિના આપણી પણ સિદ્ધિ નથી. જો એને વશ થઈ જાય, તો પછી કળાવીને બધી વાત મનાવે. તમારે એ વિષે વિચાર કરવાની જરૂર નથી. ઘટિત રસ્તો હું ઉતારીશ. ને એમાંથી તમને ને મને બન્નેને લાભ છે. નંદનકુમાર ક્યાં છે, તેની બાતમી મને મળી છે; માટે આજે ઘોડે અશ્વાર થઈને હું તેડી લાવુંછું. એના બાપ આડી દિશાએ ગયાછે એટલે થાકીને પાછા આવશે, ને હું તેડીને લાવીશ, ને મ્હોટી બડાઈની વાતો કરીશ, એટલે એના બાપનો મારા ઉપર રોષ છે તે ઉતરી

જશે. વળી એ નાશી ગયો છે, તે આપણે લીધે નહિ, પણ એની વહૂ આવવાની હતી માટે, એવી આખા શેહેરમાં મેં વાત ચલાવી છે, ને એના બાપની પણ એ વિષે ખાતરી થયેલી છે; તેથી હું એને તેડી લાવીશ તેના બદલામાં ઉલટો શરપાવ લઇશ. તમે તમારી મેળે જોયાં કરો. હવે દંભરાજ અને બુદ્ધિસાગરને પાછા વાળ્યા વિના સિદ્ધિ નથી, ત્યાર સારો તો નંદનકુમારને લઇને આ આવ્યો. (જાયછે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ, એક પશ્ચિમ દિશાનું વન.

**દંભરાજ અને બુદ્ધિસાગર.**

**દંભરાજ**—(રાગ ઓખાહરણનો–માર તથા ર્ગાડી.)

કેમ મિત્ર મારા શું કરિયે, હવે કેણી મગા ડગ ભરિયે;
બાળ પુત્રની તો નથી જડતી, કાંઇ કળ મુજને નથી પડતી. ૧
દુઃખ મનમાં મને થાય ઝાઝું, જીભે વર્ણવતાં તે લાજું;
એમાં દોષ છે સઘળો મારો, ઉપદેશ ન માન્યો તમારો. ૨
ન્હાનપણમાં ઘણું મેં ચડાવ્યો, નાનાવિધનાં લાડે લડાવ્યો;
એણે કીધું તે કરવા દીધું, તેનું દુઃખ સુખ મનમાં ન લીધું. ૩
પરિણામ થયો આ માઠો, પુંજી હંધી વાળી પછી નાઠો;
કાંઇ વિદ્યા નથી મેં ભણાવી, નીતિ રીતિ ન કાંઇ જણાવી. ૪
દુષ્ટસંગે રેહેવા દીધો, કોઈ વાતે નકાર ન કીધો;
ઘેર નારી તે પણ નહિ સારી, તે તો કંકાશિયણ છે ભારી. ૫
તેથી હારી ઘણું હું છૂટ્યો, શાન્તરસને ઘણો મેં ઘૂંટ્યો;
ન્હાનપણથી નહિ હું સારો, રસ્તો ઝાલેલો છેક નઠારો. ૬
ગણી કુલીન ઘણું મન ફૂલ્યો, ખોટો દંભ કરી પછી ડુલ્યો;
જીવરાજનો વાદ મેં કીધો, અર્ધ પૈસો ઉડાવી દીધો. ૭
પુત્રે બાકી રહેલું ઉડાવ્યું, નામ કુળતણું બૂડાવ્યું;
લલિતાની ગતિ શી થાશે, તેના દિન હવે કેમ જાશે. ૮
તે તો આવી હશે ઘેર પ્રીતે, શુણી શોકાતુર થશે શી તે!
ઘેર કર્કશા છે મુજ નારી, તે તો પીડા દેશે એને ભારી. ૯

પુત્રી તે પણ કજિયાખોર, એને લડવાનું છે ઘણું જોર;
ભમે જીવ હવે ઘેર મારો, કેમ શો છે વિચાર તમારો ! ૧૦

બુદ્ધિસાગર—(રાગ એનો એ.)

મારા મિત્ર, દુઃખી નવ થાવું, ધીરા ધીરા હવે ઘેર જાવું;
જેવું ભાવી હશે તેવું બનશે, જેવું વાવ્યું તેવું લણશે. ૧
જ્યારે પ્રથમ કશું ન વિચાર્યું, અંતે શું થશે એ નવ ધાર્યું;
થાય ક્યાંથી પરિણામ સારો, હેઠે બેશીને આપ વિચારો. ૨

દંભરાજ—(રાગ એનો એ.)

મૂર્ખ છે પુત્ર પણ ઘેર આવે, તો તો મુજને ઘણું મન ભાવે;
જીવતો ઘેર હોય જો એવો, આંખ ઠારે માબાપની તેવો. ૧
એની સ્ત્રીનો બળાપો બાળે, જીવતાં તે રંડાપો ન આલે;
વળી મારૂં જો મૃત્યુ થાય, એને જોઈ જીવ ગત્તે જાય. ૨
પછી પિંડ મૂકીને પોષે, 'મારા બાપ' કહીને રોશે;
માટે મુજને ઘણું મન લાગે, ઘેર આવે તો મુજ દુઃખ ભાગે. ૩

બુદ્ધિસાગર—(રાગ એનો એ.)

ગુણી હોય ગમે તેવો સુત, મૃત્યુ પામે ને જીવે કપૂત;
ઘણા મનમાં માને મ્હોડે કે'છે,"શાને જીવ્યો આ તો જીવ લેછે". ૧
તેમ હવણાં તમારે થયું છે, બધું વેતર વંઠી ગયું છે;
પુત્ર જીવ્યો ન જીવ્યો સરખો, છેક ઝીણી નજર કરી નરખો. ૨
આ તો જીવેછે, કો' કાળ મળશે, ત્યારે વિયોગ દુઃખ તો ટળશે;
જુવો નીતિશાસ્ત્ર શું કે'છે, એમાં કેવો દિલાસો દેછેઃ— ૩

દોહરા.

" નહિ ધાર્મિક વિદ્વાન સુત, કિયા કામનો, ભાંખ;
કાણા ડોળા હોય તે, કેવળ પીડા આંખ." ૧
" *અજાત †મૃત, ને મૂર્ખમાં, વર બે આદિ, ન છેહ;
એક વાર દુઃખ આદિ દે, પદે પદે દુઃખ છેહ." ૨

* નહિ જન્મેલો. † મરેલો.

**છપ્પયછંદ.**

"ગર્ભ ગળે તે સુતર. સુતર નહિ જાવું પાસે;
પુત્રી પ્રસવી સરસ, સરસ કે' ગર્ભજ વાસે;
વંધ્યા* ભાર્યા હોય, કોઈ કે' તે તો સારૂં;
પ્રેત† પ્રસવજો થાય, કહે નહિ કોઈ નઠારૂં;
પણ પુત્રજ વિદ્યાહીન જે, રૂપ ગુણ ધન કદિ પામિયો;
સારો નહિ એ સઘળા થકી, જેનો જશ ના જામિયો."

**દંભરાજ.** (રાગ મારૂ તથા ગોડી.)

તમે સત્ય કહી બધી વાત, ચાલો પોહોંચીશું થાતાં પ્રભાત;
વિનવીશું જઈ છળદાસ, શોધાવીશું જઈ એની પાસ. ૧

(બને જણ ચાલવા માંડે છે.)

## પ્રવેશ ૬ ઠો.

સ્થળ પ્રિયંવદાનું ઘર.

**પ્રિયંવદા, નંદનકુમાર અને છળદાસ.**

**પ્રિયંવદા**—(રાગ કાલિંગડો.)

આવો નંદન છો તમે મુજ પ્રાણ, રંગલાલા,
તમ વિના સહ્યું મેં ઘણું દુઃખરે જી.
ગઈ ખરી પણ ગોઠિયું મુને નહિરે લાલા,
આવી દોડી જોવા તમ મુખરે જી. ૧
જીવ હતો અહિ ને ત્યાં ખોળિયુંરે લાલા,
જાણ્યું ક્યારે જાઉં જોવા નંદ૰રે જી;
તેથી ત્યાં પાણી પિવા રહી નહિરે લાલા,
એવા આપ મુંજ આનંદકંદરે જી. ૨
આવી તો ન દીઠા, તમે ક્યાં હતારે લાલા,
મોકલ્યા છળદાસ જોવા કાજરે જી;
અન્ન ઉદકની આખડી મુને હતીરે લાલા,
પેટ ભરી ખાઈશ અન્ન આજરે જી. ૩

---

* વાંઝણી બાયડી. † મુએલું.

ક્રીધી માયા તો પછી મૂકિયે નહિરે લાલા,
નહિ પરાયો જીવ કદિ બાળિયે જી;
પ્રીતિ થઈ તો પછી નિભાવિયે રે લાલા,
પ્રીતિ વશ નિત્યથઈ ચાલિયે જી. ૪
હતી ભીતિ ઘણી આપ બાપની રે લાલા,
તોય આવી દોડી તમ કાજ રે જી;
કંરી તમે તમારી તો ન છોડશો રે લાલા,
છે તમારે હાથ મારી લાજ રે જી. ૫
આવી છે લલિતા વહૂ તમતણી રે લાલા,
તેને નહિ ભેદ કાંઈ આપવો જી;
જાપતો પેહેલેથી તે પર રાખવો રે લાલા,
તેને જીવ કાંઈ નહિ સોંપવો જી. ૬
હું તમારી દાસી વેગળી નથી રે લાલા,
છો લલિતા રે'તી તમ ઘેર રે જી;
ઘાટ તો ઘડીશું એનો ફાવતો રે લાલા,
મારે હવે થઈ લીલા લેહેર રે જી. ૭

**નંદનકુમાર**—પ્રિયંવદા ! મને જેટલું થાયછે તેટલું તમને નહિ થતું હોય, તમે ગયાં તે દાહાડે હું તમારે ઘેર આવ્યો, ને તમને દીઠાં નહિ, એટલે બારોબાર ઘોડો લઈને તમારી ભાળ કાહાડવા નીકળી પડ્યો. રસ્તામાં ખાવા પીવાને વાસ્તે પણ હું ઘણો હેરાન થયો. ને આમથી તેમ, એ઼ાલે ગામથી પેલે ગામ, બહુ અથડાયો; પણ તમે કહિં જડ્યાં નહિ ત્યારે પાછો અહિયાં જોવા આવવાને સારૂં નીકળ્યો, તે એવા વિચારથી, કે, છાના માના આવીને તમારે ઘેર જોઈ જવું, ને તમે હો નહિ તો પાછા શોધવાને નીકળી પડવું. પૂછોને છળદાસને, એ મને અહિંથી પાંચ ગાઉ ઉપર મળ્યા, ત્યારે બધુ કહ્યું છે, કેમ છળદાસ ખરૂં કે નહિ ?

**છળદાસ**—નંદનકુમારે કહ્યું તે અક્ષરે અક્ષર ખરૂં છે. તમારા ઉપર એમનો પારવનો ભાવ છે, નહિકર તમને ખોળવા પાછા આવે ! મને રસ્તામાં મળી ગયા એટલે મારે અથડાવું મટ્યું. નંદનકુમાર તો

ઘણા સમજું છે. તમારા કહ્યા વગર લલિતાને તો શું, પણ કોઈને જરા પણ કાંઈ કેહે એવા નથી. અને વળી તમે કોહોછો તેમ લલિતાનો ઘાટ ઘડવાની અગત્ય જણાશે તો તેમ પણ કરવાને ચૂકે એવા નથી.

**નંદનકુમાર**—હા, તમે જે કોહો તે કરવાને હું તૈયાર છું. અને વળી કોઈને કશું કહું નહિ. જો હું કહું એવો હઉં, તો, હવેલી ને બંગલાનો કબજો અપાવ્યો, ત્યારે મારા બાપે પારવનો મને સમજાવ્યો, ને માન્યું નહિ, ત્યારે ધમકાવ્યો પણ ખરો, ને કહ્યું, કે માન; છળદાસને તેં કેટલા રૂપિયા આપ્યા, પણ મેં એક બોલ માન્યો નહિ. ને મારી વહૂ આવી છે તો મારે એનું શું કામ છે? બાઈને બેશી રેહેશે. જુવોને આવ્યો તેવો પણ ઘેર ગયા વગર બારોબાર તમને મળવાને આવ્યો. છળદાસે તો કહ્યું જે બધાંને મળીને સાંજે જઈશું, પણ મારો જીવ રહ્યો નહિ.

**છળદાસ**—હા, એમના આગ્રહથી અમે પેહેલા અહિં આવ્યા. પણ હવે ચાલો નંદનકુમાર! આપણે તમારે ઘેર જઈયે. મારો જીવ તો ફડીકે બાંધ્યો છે. જ્યારે દંભરાજ કે કોઈ મને ઠપકો દેવાને બદલે જરા આપશે, ત્યારે મારો જીવ હેઠો બેસશે. જુવો નંદનકુમાર! તમે કેહેજો જે છળદાસ બહુ તાણ કરીને તેડી લાવ્યા, ત્યારે હું આવ્યો, નહિકર આવનાર નોહોતો, કેમકે તમે બધાં મારી સાથે લડ્યાં, ને મને અમથો ધમકાવ્યો. હવે જો મને એક બોલ કેહેશો તો મારો રસ્તો ઝાલીશ.

**નંદનકુમાર**—તમને ઠપકો ના મળે એવી રીતે બધુ કહીશ. કાંઈ ચિન્તા કરશો નહિ. પ્રિયંવદા! મને તો ઘેર જવું નથી ગમતું.

**પ્રિયંવદા**—નંદનકુમાર! આજે પેહેલાજ આવ્યા છો, તેથી ગયા વગર ચાલે નહિ, બધું સમાધાન થાય એટલે પાછા આવજો. આ ઘર તમારૂં છે. છળદાસ! પેહેલાં આપણે અહિંથી નીકળ્યા ત્યારે તમે કહ્યું, કે, પંદર હજારનું સોનું મળી શકયું નહિ, માટે રૂપિયા રેહેવા દીધા છે, તેનો ખુલાસો આજે કરી નાંખજો, મારે ઘરેણું કરાવવું છે. નંદનકુમાર આવ્યા એટલે અડવાં ફરાય નહિ.

**છળદાસ**—આજ કાલ સોનુ લાવીને સોંપીશ. હવણાં જરા રસ્તે તો પડવા દ્યો. એવડું શું વહી જાયછે?

પ્રિયંવદા—તમે નંદનકુમારને તેડવા ગયા તે દાહાડે તમને કેહેવાની હતી; પણ મારો જીવ એમનામાં ભરાયો હતો, તેથી વીસરી ગઈ, ને તમે તો આવ્યા પછી કશું સંભારચુંજ નથી.

નંદનકુમાર—જાઓ મારા ભાઈ, તે દાહાડાનું કેમ તમે એમને આપ્યું નથી? એવું તે કરતા હઈશું!

છળદાસ—ભૂલમાં સાંભરચું નહિ. હવણાં તો પરણે તેને ગાઓ, એનું થઈ પડશે, ચાલો હવે. (બન્ને જણ જાયછે.)

## પ્રવેશ ૭ મો.

સ્થળ, દંભરાજની હવેલી.

કર્કશા, કજિયાબાઈ, લલિતા અને દંભરાજ.

કજિયાબાઈ—(દંભરાજને ઘરમાં પેસતા જોઈને.) ઓ માડી! આ-મારા બાપા આવ્યા, જો, જો, જો.

દંભરાજ—હા બેહેન! આવ્યો. લલિતા આવ્યાં છે કે?

લલિતા—(એક બાજુએ હતી તે આવીને.) સસરાજી, હું તમને વંદન કરૂંછું, શરીરે તો સુખી છો?

દંભરાજ—તમારૂં કલ્યાણ થાઓ, હું શરીરે સુખી છું.

કર્કશા—(ઘરની છેક માંહેલી બાજુએ હતી તે આવીને) તમે આવી પોહોંચ્યા કે, ક્યાં ગયો મારો નંદનકુમાર?

દંભરાજ—મેં તો એને બહુ ખોળ્યો, પણ કહિ જડયો નહિ, ત્યારે પાછો ઘેર તજવીજ કરવા આવ્યોછું જે અહિ તો નથી આવ્યો?

કર્કશા—ઘર તો હતુંસ્તો. શું છે જે મારા છોકરાને મૂકીને આવ્યા!

કજિયાબાઈ—આવ્યા તેવા લલિતાને માનથી બોલાવવા લાગ્યા, પણ ઝટ લઈને ભાઈની ખબર કેહેવાઈ! લલિતા તો છે સ્તો. ભાઈ હશે તો પારવની લલિતા.

દંભરાજ—તમારા બન્નેનો સ્વભાવ હજુ સુધી એવો ને એવો રહ્યો. શું અમને એ ઓછો વાહાલો છે ને તમને વધારે છે! તમારી આ રીત પ્રમાણે તો તમે લલિતાને પારવનું વિતાડચું હશે.

કર્કેશા—પૂછોને પેલી ગુલાબને જો વીતાડયું હોય તો. હું તો તરત સમજી ગઈ, ને વહૂને બહુ પજવી નથી, ને મારૂં નામ શું કરવાને જૂઠું દોછો જે. ઘરડપણે તો તમારી સાન ગઈ છે. જ્યારે ને ત્યારે કેડવાજ ધાઓછો. મારૂં તો મ્હોજ દીઠે ગમ્યું નહિ.

લલિતા—સસરાજી ! બારણે બપોર થવા આવ્યા છે, ને તમે રસ્તાના ચાલ્યા આવોછો, ભૂખ્યા હશો. ઉઠો ન્હાઓ. ( પાણી કાહાડવા જાયછે. )

દંભરાજ—જોયું, ફેર આમ છે. મારી રસ્તામાં કેવી અવસ્થા થઈ હશે, હવણાં હું ભૂખ્યો હઈશ કે તરસ્યો, એની બેમાંથી કોઈને ચિંતા છે ? ઉલટી વડવાને મંડી જાયછે.

કજિયાબાઈ—તમે તો બાપા આડા છો. અમે ઘરનાં તે ખોટાં, ને ચાંપલી આજ કાલની આવેલી પેલી લલિતા ડાહી ! પૈસાને બધાય પગે લાગેછે.

લલિતા—નણંદ ! એ થાકેલા હશે, બાપ્યું બાઈ, એવી કૂથલી જેવાદો તો બહુ સારૂં. વેળા જોઈને વાત કરિયે.

કજિયાબાઈ—હવે જાણી તને ચાંપલી, નિસાશિયણ, ફૂટેલા ભાગ્યની, રાંડ ચંડાળે મારા ભાઈનો પગ ટાળ્યો.

દંભરાજ—( ગુસ્સે થઈને. ) વાહરે ! તારી જીભ તો હજુ વઘેલી ને વઘેલી દેખાય છે તો ? આટલું બધું બોલતાં જરા શરમાતી નથી ? મારી ગેરહાજરીમાં તો તમે બન્નેયે લલિતાને આ પ્રમાણે કોણ જાણે કેટલું બધુ દુઃખ દીધું હશે.

કર્કેશા—હવે તમે આવ્યા છો તે સુખ દેજો. અમે ભૂંડાં રહ્યા અમારે ઘેર. તમે હોત તો ઘરનું કામકાજ અમારી બન્નેની પાસે કરાવત, ને એને બેસારી મૂકત. ઠીક થયું જે નોહોતા.

કજિયાબાઈ—એ તો હું તને નોહોતી કેહેતી, જે, તારા બાપા ઘેર નથી તે ઠીક છે !

દંભરાજ—લલિતા ! તમે આમનાં તીક્ષ્ણ બાણ સરખાં વચન આજ સુધી સહન કર્યાં, એજ ઉપરથી તમારા ભારેખમપણાની હવે ખાતરી થઈ. તમે ઘણીજ સબુરી રાખી છે. કુલીનપણાનું લક્ષણ

એજ છે. ધન્ય છે બુદ્ધિસાગરની બુદ્ધિને. જ્યારથી મેં એમના કેહેવા ઉપર લક્ષ રાખ્યું, ત્યારથી મારા વિચાર ઘણા બદલાઈ ગયા. લલિતા! મેં મ્હોટો વાંક કર્યો છે. મારી ભૂલ હવે મારા સમજવામાં આવેછે. જે બન્યું તે બન્યું. તમે કશું મનમાં આણશો નહિ. આવો કંકાસ વેઠતાં મારી ઉંમર જવા આવી. તમને આ બાપે હું તેડવા મોકલતો નહતો. હવે આ ઘર તમારૂં છે, તેની શોભા રાખવી તમારા હાથમાં છે. તમે તમારે ઘેર સાહેબી ભોગવેલી, ને મારા પ્રથમના અવિચાર ને લીધે આ દુઃખમાં આવી પડવું પડ્યું છે. જીવરાજ શેઠના જાણવામાં આ બધું આવે તો મારાથી મ્હો દેખાડાય નહિ, એવું બની ગયું છે.

લલિતા—સસરાજી! તમે કશી વાતે ઉંચો જીવ રાખશો નહિ. હું કશું દુઃખ માનતી નથી. આ ઘર હવે મારૂં છે, તેની શોભા રાખવામાં મારી શોભા છે, તે હું સારી પેઠે સમજુંછું. માબાપે તો પાળી પોશીને મ્હોટી કરી, પણ ખરૂં ઘર તો મારે આ સમજવાનું છે. તમારા મનમાં જે વિચાર આવેછે તે હું સમજુંછું. તમારે કશો બળાપો કરવો નહિ. ઈશ્વર સર્વે વાતે સારાં વાનાં કરશે.

કર્કશા—વહુને પગે પડો પગે, એટલે માફી આપશે. લાંબુ લાંબુ કેહેતાં શરમાતાય નથી?

દંભરાજ—અરે અમારા ભોગ લાગેલા, ને આવું દુઃખ વેઠવાને સરજેલું તે પાછા જીવતા ઘેર આવ્યા.

કજિયાબાઈ—તે તમે તમારી મેળે એવું કોહો. મુવા જીવતાની વાત કોણે કહી છે જે લઈ પડોછો?

કર્કશા—આવ બેહેન! આપણે ખડકિયે જઈને બેશિયે. જોઈયે આપણો નંદન આવે છે. (જાયછે તેવામાં નંદનકુમાર ને છળદાસ આવેછે.)

## પ્રવેશ ૮ મો.

સ્થળ, દંભરાજની હવેલીની ખડકી.

**છળદાસ, લલિતા, નંદનકુમાર, દંભરાજ, કજિયાબાઈ અને કર્કશા.**

**કર્કશા—આ મારો નંદન આવ્યો, આ મારો નંદન આવ્યો.**

દંભરાજ—(ઉઠીને) ભાઈ તું ભલે આવ્યો. હું તને બધે શોધીને કેટલેક દાહાડે હવણાંજ આવ્યોછું.

નંદનકુમાર—તમે બધાંએ મને પજવ્યો તેથી હું તો પાછો આવનાર નોહોતો, પણ આ છળદાસ બળાત્કાર કરીને ખેંચી લાવ્યા.

છળદાસ—અરે શેઠ શી વાત કહું. હું પણ એમને માટે પારવાનું અથડાયો, ને મહા મેહેનતે શોધી કાહાડ્યા, પણ ભાઈ આવે નહિ; ત્યારે મેં વચન આપ્યું, જે, ચાલો કોઈ તમને કશું કેહે નહિ એવો ત્યાં જઈને બંદોબસ્ત કરાવી આપીશ, ત્યારે ભાઈ આવ્યા છે. માટે મારે કેહેવાનું એટલું, જે, હવે કોઈયે એમને હાડછેડ કરવી નહિ. એ ગયા ત્યારે તો હું કાંઈ કામ હતું તેથી બીજે ગામ ગયો હતો; પણ આવ્યો, ને ખબર જાણી, એટલે ઘેર પાણી પીવા પણ ઉભો રહ્યો નહિ. આ તમે ને તમારો દીકરો, એ ગમે તે કરે પણ હું કાંઈ જાણું નહિ, ને વચ વેગળે મારૂં નામ ગણાય, ને મારા ઉપર વેહેમ આવે, માટે હવે તો હું એમની ઓળે ઉભો રેહેનાર નથી, પૂછો એમને જે આટલું બધું એમણે કરચું તેમાંનું કશું મને કહ્યું છે.

દંભરાજ—હશે ભાઈ, બારોબાર કરચું હશે, પણ એ ઘેર આવ્યો એટલે સર્વે મળચું. હવે એને કોઈ છેડનાર નથી.

નંદનકુમાર—હાં આં, છેડો ત્યારે તો વાત જાણો. હું રહું શું કરવાને જે?

કર્કશા—અરે ભાઈ! જોઉં તો ખરી, કોણ તારૂં નામ દેનારછે!

કજિયાબાઈ—ભાઈ બિચારો સોસાઈ ગયો. આ છળદાસ હોત નહિ તો અત્યારે અહિં ક્યાંથી આવત?

છળદાસ—એમને લાવતાં જે તોબાહ વીતી છે તે તમને શું કહું? મારા મનમાં તો ઉલટી આશા છે, જે દંભરાજ શેઠ મને રાજી કરશે.

કર્કશા—હોવેસ્તો. મારો છોકરો જીવતો ઘેર તમારાથી આવ્યો. આ એના બાપ હતા, પણ દાહાડા ગાળી ને ના મળ્યો એટલે પાછા આવ્યા. ભાયડાને કાંઈ નહિ. ના, તે છળદાસને રાજી કરો.

દંભરાજ—છળદાસ! તમારો તો અમારે ખરેખરો પાડ માનવાનો

છે. જે થઈ ગયું તે કશું સંભારતા નથી. જા બેહેન, એક લાલ પાઘડી ને શાલ પેલી પેટીમાંથી લાવીને આપ.

**કજિયાબાઈ**—( દોડીદોડી એક શાલ તથા પાઘડી લાવીને.) લો છળદાસ.

**છળદાસ**—( લઈને ) વારૂ, તમે મારો આટલો ગુણ જાણ્યો, તેથી તમારો પાડ માનુંછું. નંદનકુમાર ! હવે હું જાઉંછું. (અણસારો કરી જાયછે. )

**દંભરાજ**—ભાઈ ! તું ભૂખ્યો હઈશ, ચાલ્ ન્હા, પેલું પાણી મૂકયું. હું પણ પણે ન્હાઉંછું. ( બંને ન્હાવા જાયછે. )

**લલિતા**—( કયારની આ બન્નેનો તમાશો જોઈ રહી હતી, ને વારે વારે નંદનકુમારને જોયાં કરતી હતી તથા લાગજોઈ વંદન કરતી હતી તે પોતાના મનમાં. )

### શિખરિણી વૃત્ત.

અરે, છે એ કાળો, નહિ મુખ રૂપાળુ કઈ મળે,
ખરે રાભા જેવો, નયન નહિ ચેષ્ટા* કરી કળે ;
અરે એ તો કાંઈ, નમન નહિ મારૂં સમજિયો,
જુવે મારા સામું, ભયભિત થયેલો બળદિયો. ૧
વિચારો આવા છે, પણ મન ન માને કશું ખરૂં,
અધીરી એવી હું, તરત મળવાને મન કરૂં ;
ગઈ ભૂલી સર્વે, અવગુણ બધા તે ગુણ થયા,
હતા જે જે સામા સરવ મુજ તર્કો કહિં ગયા ? ૨
ભમું ભૂમિ સર્વે, ગગન ગમનેં હું કૂદી મરૂં,
કદાપિ પાતાળે, સરરરર લેતી સટ સરૂં ;
તથાપિ એનોએ, અવર પર જોવું નવ ઠરે,
અરે એવા ધારા, વિધિ કરી ઠરાવ્યા કયમ ફરે. ૩
નથી રસ્તો બીજો, પતિ પર અભાવો કયમ કરૂં,
ભલે રૂડો ભૂંડો, પ્રિય પતિ ગણીને મન ઠરૂં; ૩॥

**કજિયાબાઈ**—(નેપથ્યમાં) લલિતા !

**લલિતા**—આવીજી (જાયછે.)

* હું આંખના અણસારાથી આવકાર દેઉંછું તે એના સમજવામાં આવતું નથી.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ, લલિતાનો ઓરડો.

### નંદનકુમાર તથા લલિતા.

**લલિતા**—(નંદનકુમાર આવ્યો એટલે વંદન કરી તેની પાસે જાયછે.) પ્રાણનાથ! તમે રસ્તામાં બહુ શ્રમિત થયા હશો?

**નંદનકુમાર**—ચાલ રાંડ શંખણી! ખબડદાર જો મારી પાસે આવી તો! અમારૂં ગમે તે થયું હશે તેમાં તારે શી પંચાત છે?

**લલિતા**—પ્રિયપતિ! તમે મારા ઉપર શું કરવાને કોપાયમાન થાઓછો. હું તમારી અર્ધાંગના કેહેવાઉં, તો મને તમારે માટે કેમ કંઈ ના લાગે?

**નંદનકુમાર**—ચાલ લાગવા વાળી, જાણી મુકી છે તને; આવડી મ્હોટી ગધેડા જેવડી થઈ છું તે શું સખની રહી હઈશ? જા, મારે તારૂં કાંઈ કામ નથી. જો મને વધારે સતાવ્યો તો તારી વાત તેં જાણી.

**લલિતા**—પ્રાણનાથ! મારી આટલી ઉંમર થઈ, પણ તમારા અપરાધમાં આવું એવું કશું કૃત્ય કર્યું નથી, તેનો સાક્ષી સર્વજ્ઞ ઈશ્વર છે. મારો તિરસ્કાર તમે શું કરવાને કરોછો? (તેનો હાથ ઝાલવા જાયછે.)

**નંદનકુમાર**—(હાથ તરછોડી નાંખીને.) તેં શું કાંડું બાંડું ઉતારી નાંખવાનો વિચાર ધાર્યો છે? ચાલ રાંડ પડી રેહે વેગળી, હું મારી મેળે થાકેલો આવ્યો છું, ને જંપવાજ દેતી નથી. આવું જાણત તો હું અહિયાં શું કરવાને આવત?

**લલિતા**—પ્રિયપતિ! થાક્યા છો તો હું જરા પગચંપી કરૂં (કરેછે.)

**નંદનકુમાર**—ખશ રાંડ. મારા પગ લૂલા કરવા ધાર્યા છે કે શું?

**લલિતા**—પ્રાણપતિ! મારા અંતઃકરણપૂર્વક હું આપને મારા પ્રાણરક્ષક અને પ્રાણપતિ ગણું છું. આપના વિના મારે આ સંસાર બધો મિથ્યા છે. આપના વિના મારો આ દેહ પણ મારા કામને નથી. આપના વિના મારો આ શણગાર પણ કશા કામનો નથી. આપ મારા શિરછત્ર છો. આપનાથી મારે સર્વ પ્રકારે રૂડાંવાનાં છે, તો આપને કાંઈ પીડા થાય એમ કરૂં? હું અહિ આવી ને આપ ગયેલા જાણ્યા, ત્યારથી સોસના કરી મેં મારો અર્ધો દેહ ગાળી નાખ્યો

છે. મારા મ્હોનું બધુ નૂર જતું રહ્યું છે. મારો પંથીરામ, જે આપની પાસે કાગળ લઈને આવ્યો હતો, તેને મેં બીજે દિવસે આપને શોધવા મોકલ્યો છે. જો આપના ઉપર ભાવ હોય નહિ તો એટલું બધું શું કરવાને કરૂં?

**નંદનકુમાર**—જાણી એ તો તારી બધી લવરી. પડી રેહે છાની માની પેલા કોચ ઉપર. હું મારી મેળે સૂઇ જાઉંછું. (છત્ર પલંગમાં પોહોડે છે.)

**લલિતા**—(થોડી વાર રહીને, મચ્છરદાની ખશેડી, પલંગમાં બેશી, અવળે મ્હોડે સૂતો છે તેને મનાવા જાયછે એટલે.)

**નંદનકુમાર**—જો રાંડ મારી રજા વગર આવી!

(કોપાયમાન થઈને જોરથી તેને લાત મારેછે, એટલે ઉંચા પલંગ ઉપરથી ધીબ લેઈને બિચારી નીચે પડેછે; તેને વધારે જોસ્સામાં આવીને નીચે ઉતરી લાતો મારેછે. એક લાત કાનના જડાવના કાપ અને લીલમ ઉપર વાગી એટલે.)

**લલિતા**—અરે પ્રાણપતિ! મારા કાપનાં બધાં મોતી તથા આ લીલમ મારા ગાલમાં પેશી ગયાં. અરે જરા સાચવીને એકે એકે કાહાડો. મારે હાથે નથી નીકળતાં. અરે! હું બહુ દુઃખી થાઉંછું. તમે વિના અપરાધે મારા ઉપર આટલો બધો કોપ શું કરવા કરોછો? તમે કોમળ હૃદયના થઈને આવા ધાતકી કેમ થાઓછો?

**નંદનકુમાર**—લે રાંડ હું છાટકી, લે રાંડ હું છાટકી (એમ કહી બે ચાર લાતો વધારે મારી પાછો પલંગમાં સૂવેછે.)

**લલિતા**—(કેટલીક વારે શુદ્ધિમાં આવી એટલે.) અરે! ઓ! આ મોતી બહુ કળી ગયાં છે. (કાપને જરા આંગળીથી ઉંચો કરેછે.) અરે! આ તો સજજડ જડાઈ ગયાં. આ લાલો તો મારા ગાલમાંથી જરા ડગમગતી પણ નથી. હવે હું શું કરૂં, અને કેમ કાહાડું. અરે! મારા હાથ લોહી લોવાણ થઈ ગયા. (ઉઠીને તકતામાં જુવેછે.)

ઓ મારા બાપ! આ શું લોહી. (પાણીથી હાથ ધોતી જાયછે, ને મોતી વછુટયાં એટલે કાપ તથા વાળી આદિ સર્વ ઘરેણું કાહાડીને જ્યાં તકતો હતો ત્યાં મૂકેછે.) સંસારમાં લોકોને આવાં દુઃખ પડતાં હશે તે મેં આજ જાણ્યું. આ

તો પેહેલા દિવસનું મંગળાચરણ. આ દુઃખ તે હું કોને કહું? મારો પંથીરામ પણ આ વેળાએ નથી?

**નંદનકુમાર**—( લલિતા ભણી મ્હો કરીને સૂતાં સૂતાં. ) રાંડ, જો કોઇને લાતો માર્યાનું કહ્યું તો તારૂં માથુંજ કાપી નાંખીશ. તારો માંઢી પંથીરામ શું કરવાનો હતો?

**લલિતા**—પ્રાણપતિ! હું કોઇને કાંઇ કેહેવાની નથી. હજુ સુધી તમે આવા કોપમાં કેમ છો? (તેને શાંત પાડવા પલંગ ભણી જવા માંડેછે.)

**નંદનકુમાર**—હું તને ચોખ્ખેચોખ્ખું કહુંછું, કે, તારે મારા ભણી આવવું નહિ. તારી મેળે પેલા કોચ ઉપર સૂઇ રેહે, નહિકર અત્યારે કહિંનું કહિં થશે. હું હવે ઉંઘી જાઉંછું, માટે, મારે ફરીને એક બોલ કેહેવો પડશે તો પછી ફરી પૂજા કરીશ.

**લલિતા**—વારૂ ત્યારે તમારી એમ ખુશી છે તો આજે થાક્યા પાક્યા સુખેથી પોહોડો. હું મારી મેળે નીચે સૂઇ જાઉંછું. (નીચે સૂઇજાયછે. કેટલીક વાર થઇ એટલે) અરે! મારે ગાલે ચચરે છે, મારી કેડ્ડો ફાટેછે. લાતોના પ્રહારથી મારૂં આખું શરીર કળેછે, અરે! મારાથી ઉઠાતું નથી. હુ છેક લદ્દુ બની ગઇ છું. બળાત્કારે પણ ઉઠ્યા વગર સિદ્ધિ નથી. આ કઠણ જગ્યા ઉપર ઉંઘ આવવાની નથી. આ તો ઘસઘસાટ ઉંઘેછે. નાક કેટલાં બધાં બોલેછે! એ ઉંઘેછે એટલે એમનું શરીર બરાબર જોઉં તો ખરી. આ હાથે આટલા બધા ખસના ફોલ્લા શા! અરે એ તો આખે શરીરે છે. કેડે આટલી બધી દાદર શી! દુખાશે તો કદાપિ જાગશે, ને લાત મારશે તો ફરી હાડકાં ભાગશે.

**નંદનકુમાર**—(બબ્લેછે.) હું એને નહિ બોલાવું, હવે રાજી થઇ, રીસા નહિ. મારી પાસે આવશો તો હું એને મારીશ. ઠીક, હવે બોલ મારી સાથે. ઉં ઉં ઉં (ઘોરેછે.)

**લલિતા**—અરે, એ શું મારે વિષે કેહેછે? હશે; ચાલ, આજે તો જેમ તેજ કરીને પણ ઉંઘવું. ઓ! અરે! આ કોચ ઉપર પણ ઉંઘ આવતી નથી. હવે તે ક્યાં જાઉં? (આમ તેમ આળોટયાં કરેછે ને કેટલીક રાત્રી ગયા પછી ઉંઘી જાયછે.)

**નંદનકુમાર**—(પલંગમાં આળોટતાં પડી જાયછે એટલે જાગ્રત થઈને આંખો ચોળતો) રાંડે ખેંચી પાડ્યો કે શું? રાંડતો ઉંઘેછે. (ઘરેણું જોઈને) આવો લાગ ફરી ફરીને આવવાનો નથી. (બધુ ઘરેણું લઈને જાયછે.)

## પ્રવેશ ૧૦ મો.

### સ્થળ, પ્રિયંવદાનું ઘર.

**પ્રિયંવદા**—નંદનકુમારને ત્યાં શું થયું હશે? એમાંથી એક પણ અત્યાર સુધી આવ્યું નહિ. એક ઉંઘ તો મેં સારી કાહાડી. જોઉં કેટલા થયાછે? ઓહો! એક વાગી ગયો દેખાયછે! હવે કોઈ આવે એમ લાગતું નથી. છગદાસ તો કહ્યા પ્રમાણે આવ્યા વગર ચૂકે એવો નથી ને કેમ નહિ આવ્યો હોય? અરે, કોણ જાણે એ એના શાય પેચમાં ફરતો હશે! એ ક્યાં રાત કે દાહાડો જુવે એવો છે! નીચેનાં કમાડ કોઈ ઠોકેછે કે શું? (કાન દઈને) અરે હા, આપણાંજ કમાડ કોઈ ઠોકે છે. ચાલ જોઉં જોઈયે કોણ છે? (નીચે જઈ ઉઘાડેછે.) ઓહો! આ તો નંદન કુમાર. હમણાં હું તમારૂંજ ચિંતવન કરતી હતી. (ઉપર લઈ જાયછે.)

**નંદનકુમાર**—મારૂં મન પણ તમારામાંજ હતું. લો આ. (તેને કાંઈ આપેછે.)

**પ્રિયંવદા**—(ખુશી થઈને.) રંગ છે નંદનકુમાર, તમારૂં હેત તો ખરે ખરૂં દેખાયછે. આ બધું ક્યાંથી લાવ્યા?

**નંદનકુમાર**—મારી વહૂ આવીકની તે એણે આ વાળી પેહેરેલી, આ જડાવનાં કંકન બે હાથે ઘાલેલાં, આ મોતીના છડા કોટમાં ઘાલેલા. ને આ મચકણિયાં ને કાપ કાનમાં પેહેરેલાં બહુ શોભતાં હતાં, ને આ વાંકના બધા હીરા છે તે ચકચક થતા હતા, તે જોઈને મને અદેખાઈ આવી, ને ધાર્યું, જે, આ બધું મારી પ્રિયંવદા પેહેરે તો બહુ સારૂં શોભે. પણ શું કરૂં, તે ઘડિયે મારો ઉપાય નોહોતો. તમારી મરજી નોહોતી તેથી એની સાથે મેં વાતો પણ કરી નથી. જેનું કામ નહિ તેનું નામ શું? પ્રિયંવદા! તમે બધું પેહેરો જોઈયે કેવું દેખાય છે?

**પ્રિયંવદા**—( એક પછી એક પેહેરતાં. ) અરે! આ કાપ લોહીવાળો શો? તમે એનો ઘાટ ઘડીને તો નથી આવ્યા?

**નંદનકુમાર**—એ તો એમ થયું, જે, એ મારા ભણી આવી, તે મેં લાત મારીને નીચે પાડી, ને ત્યાં પણ બહુ લાતો મારી. એક લાત કાન ઉપર વાગી તેથી આ બધાં મોતી એના ગાલમાં પેશી ગયાં હતાં તેથી લોહી વાળાં થયાં છે.

**પ્રિયંવદા**—ત્યારે તમે તો ખૂબ રોફ માર્યો દેખાય છે ની શું? પણ તમે એકલી મૂકીને આવ્યા છો તે એ જાગશે, ને તમને દેખશે નહિ, ને તપાસ કરતાં ઘરેણું જોશે, ને તે દેખશે નહિ, તો પછી પૂરી ફજેતી થશે.

**નંદનકુમાર**—એ તો પારવની ઉંઘે છે. પેહેલી રાતે ઉંઘી નૂતી તો. ને હું તો ઉંઘ્યો તો. જાગ્યો ત્યારે એને બહુ ઉંઘેલી દીઠી એટલે આ બધું ઘરેણું બાપ આગળ મૂક્યું હતું તે લુગડામાં લપેટીને પાછલે બારણે જીનો છે ત્યાંથી નીકળી આવ્યો. તમને ખબરજ છે તો, જે, મારી સૂવાની જગ્યા પાછલા ભાગમાં છે, તેથી બારોબાર જઈયે આવિયે, કે ગમે તે કરિયે તોપણ કોઈ જાણે કે કરે.

**પ્રિયંવદા**—( કાન દઈને. ) નંદનકુમાર! જુવોની નીચે આપણાં કમાડ કોણ ઠોકે છે? મને લાગે છે કે છળદાસ આવવાનો હતો તે આવ્યો હશે. ( નંદનકુમાર જાયછે એટલે પોતાના મનમાં. ) આ બધું ઘરેણું ઘણું મૂલ્યવાન્ છે. નંદનકુમારનો બધો પૈસો આપણા કબજામાં આવી ગયો છે. એની સ્ત્રીની પાસે કિમતી ઝવેર છે એવું છળદાસે કહ્યું હતું ત્યારથી એમાં જીવ પેઠો હતો તે પણ ઘણું ખરૂં હાથ આવી ગયું. આ મૂર્ત્તિનો સ્પર્શ કરવો આપણને ગમતો નથી, ત્યારે હવે ખાલીખમ થયેલાને રાખીને આપણે કામ શું છે? અરે, આ ઘરેણું બધું મેં સંતાડી દીધું નહિ તે ભૂલ કરી. હવે તો એ આવ્યા, પણ ચિંતા નહિ. આમાંથી હવે છળદાસને અર્ધો ભાગ આપવો નથી. મારા ભાગના પેલા પંદર હજાર રૂપિયા આપશે નહિ ત્યાં સુધી ઘરેણમાંથી ભાગ આપવાને ટોલ્લા દઈશ, ને રૂપિયા મળ્યા, એટલે છળદાસનો ઘાટ કરતાં ક્યાં આપણને આવડતો નથી? મીઠાઈમાં કાંઈ ભભરાવ્યું એટલે પત્યું.

**છળદાસ**—( પ્રિયંવદાને શણગરાયલી જોઈને. ) વાહરે પ્રિયંવદા! તમે તો

આજે ખૂબ બન્યાં દેખાઓછો ને શું? આ બધું નંદનકુમારે આણ્યું હશે, શાથી કે લલિતાનું હોય એમ લાગેછે.

**નંદનકુમાર**—તમે ઠીક વર્ત્યું તો! એ બધું હું આપણી પ્રિયંવદા સારૂં લાવ્યો.

**છળદાસ**—(પ્રિયંવદાને તર્જની ઉપર તર્જની મૂકી અર્દ્ધ કરી બતાવતાં.) ચાલો પ્રિયંવદા, તમે પેલા સોનાની ઉતાવળ કરતાં હતાં તે આ અનાયાસે આવી મળ્યું. આજે માંડો આવ્યો તેનું કારણ પણ એજ, કે, સોનાવાળાએ વાયદો કર્યો હતો, તેથી આટલી બધી રાત જતા સુધી ખોટી થયો, વળી બે ચાર દાહાડાનો વાયદો કર્યો છે. શું કરિયે, રૂપિયા અગાઉથી આપી બેઠા છિયે એટલે જરા જંપ વળતો નથી. (સ્વગત,) ટકું ચાલ્યું તો ચાલ્યુ નહિકર થઈ પડશે.

**પ્રિયંવદા**—(સ્વગત) લુચ્ચાએ પ્રપંચ ખરેખરો રચવા માંડયો છે, પણ કાંઈ ચિન્તા નહિ. (ચાસન) છળદાસ! એ તો બે દિવસ પછી તમે લાવજો, પણ નંદનકુમાર આ બધું લઈ આવ્યા છે, ને પેલી પણ જાગશે તો ભવાડો થશે તેનું શું કરવું?

**નંદનકુમાર**—મોઈ, રાંડને મારી નાંખી હોય તો કેવું? હવે મારો બાપ મને તમારી પાસે ચાસન આવવાને મના કરી શકે એમ નથી.

**છળદાસ**—એ વાત મારે ગળે ઉતરી. સવારના પ્રહરમાં ઘરેણાની પૂછપરછ થયા વના રેહેવાની નહિ, ને ચોરીનો માલ કેહેવાય, એટલે વાત નગરમાં જાણ થાય તેથી પ્રિયંવદા! ના તમારાથી પેહેરાય, કે ના મારાથી વેચાય.

**પ્રિયંવદા**—અત્યારે કાંઈ ઘાટ ઉતરે તો સારૂં. હાં હાં, મને સાંભર્યું. મારી પાસે બેભાન કરી દેવાની એક શીશી છે તે જઈને સુંઘાડશો, એટલે કાંઈ જાણશે નહિ.

**છળદાસ**—રંગ છે પ્રિયંવદા, ઠીક શોધી કાહાડયું. લોકોને લુટવા તમે એનો ઉપયોગ કરતાં હશો, તેથી સાંભરી આવ્યું. લાવો એ શીશી ક્યાં છે?

**પ્રિયંવદા**—આવો મારી સાથે. (છળદાસને કાંડેઝાલી બીજા ખંડમાં લૈ-

ષધની શીશિયોનું, કબાટ હતું ત્યાં લઈ જાયછે, ને હળવે રહીને.) જુવો, આ લાગ સારો આવ્યો છે. આપણા ધાર્યા પ્રમાણે થયું તો પછી ખાલી થયેલા નંદનકુમારનું શું કામ છે?

**છળદાસ**—તમારા કહ્યા વના મારા વિચારમાંજ હતું. લલિતાને મારિયે ને એને જીવતો રાખિયે, તો એ વાંદરાની જાત, વાત બાહાર પડ્યા વિના રેહે નહિ તો. ચાલો, એનો ઘાટ પાંશરો ઉતારીશું. (બંને, શીશી લઈ બાહાર આવેછે.)

**નંદનકુમાર**—(શીશી હાથમાં લઈ.) આ સુંઘાડિયે એટલે મરી જાય ખરીકની? જો એમ હોય તો જઈને સુંઘાડી દઉં.

**છળદાસ**—ના, એમ થાય એવું નથી. જુવો પ્રિયંવદા! સાંભળજો, મને એક યુક્તિ સૂઝી. હું ને નંદનકુમાર આ શીશી લઈને તમારી ગાડીમાં બેશીને જઈયે. એમને ત્યાં બારોબાર કોઈને ખબર પડે એમ નથી, એટલે લલિતાને બેભાન કરી નાંખીને એક ગાંસડી બાંધી, ગાડીમાં ઘાલીને, અહિયાં લઈને અમે આવિએ છિયે, તમે પણ તૈયાર ઉભાં રેહેજો. અહિ પાંચ ગાઉ ઉપર અશલની પેલી વાડી છે તેમાં એક જૂની હવેલી છે, ત્યાં જઈને ઘાટ ઘડીશું. અત્યારે દરવાજો બંધ હશે, પણ પૂરણમલ જમાદાર ત્યાં રેહેછે તે આપણો મિત્ર છે, એને પણ સંગાથે લઈશું.

**પ્રિયંવદા**—એને જણાવવાની તો કાંઈ અગત્ય નથી. વધારે કાને વાત જાય એમાં માલ નહિ.

**છળદાસ**—તમે સમજતાં નથી. જેનું કામ જે કરે, ન્હાનું છોકરૂં હોય તો આપણાથી બને, ને આ કામ તો ભારે, તમે સમજ્યાંકની? તે કોઈ જોરાવર વના બને નહિ. વળી આટલી રાતે હથિયાર ક્યાં શોધવા જઈયે? એની પાસે તો તૈયાર હશે. તમારા ગાડીવાનને લેવાની પણ જરૂર નથી, એને ઉંઘતો મૂકીને હું કે નંદનકુમાર ગાડી જોડી, હાકીશું.

**નંદનકુમાર**—છળદાસ! તમે જુગતી તો ઠીક શોધી કાહાડી. મારે ઘેર એને મારી નાંખિયે તો જણાઈ આવે.

**પ્રિયંવદા**—છળદાસ! મારે એટલે બધે આઘે આવવાની શી

અગત્ય છે? આપણે ધાર્યું છે તે પ્રમાણે તમે તમારી મેળે ઘાટ ઉતારજો. ને પૂરણમલ વિના ચાલે એવું ના હોય તો એને પણ લેતા જજો.

છળદાસ—ના, ના, તમારા વના તો ના ચાલે. તમે જોડે હો તો એમ કેહેવા ચાલે જે સેલ કરવા જઇયે છિયે. નહિકર વાત બાહાર પડી આવે, માટે તમે તૈયાર રેહેજો. અમે જઈએ છિયે. (નીચે જઈ પાસે તબેલો હતો તે ઉઘાડી આપી નંદનકુમારને ઘોડો જોડવા માંડ્ મોકલેછ ને પોતે પોતાના મનમાં.) આજે બધો લાગ પૂરેપૂરો આવ્યો છે. નંદનકુમાર ને લલિતા સાથે પ્રિયંવદાનું પણ કાટલું કરીશું, એટલે પંદર હજારની ઉઘરાણી કરતી રેહેશે. ને આજે પેહેર્યું છે તે બધું ઘરેણું આપણા કબજામાં આવશે. પૂરણમલને થોડું આપીશું એટલે પતશે ને સૂર્ય ઉગતા પેહેલાં તો પાછા આવતા રહીશું, એટલે પછવાડે શી તજવીજ થાયછે તે પણ આપણા જાણવામાં આવશે, ને આપણે ઘેરના ઘેર હઇશું તેથી આપણા ઉપર વેહેમ આવશે નહિ. ચાલો ઠીક થયું. (નંદનકુમાર ગાડી જોડી લાવ્યો એટલે ધારણા પ્રમાણે સર્વેને લઈને નગર બાહાર જાયછે.)

---

# અંક ચોથો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ, એક જૂની વાડીમાં હવડ હવેલી.

છળદાસ, પૂરણમલ, નંદનકુમાર પ્રિયંવદા અને ગાંઠડી બાંધેલી લલિતા.

છળદાસ—પ્રિયંવદા! આટલે લગી તો કામ સિદ્ધ થયું. વચ્ચે એક બાકી રહી જતું હતું તે પણ ચોકસ કરતો આવ્યો. લલિતાને શીશી સુંઘાડવાના કામમાં નંદનકુમાર વળગ્યા એટલે મેં બે કાગળ લખી દીધા. એક દંભરાજના નામનો જીવરાજ ઉપર લખ્યો, જે, લલિતાને સાપ ડંસવાથી મરી ગઈ છે. ને બીજો નંદનકુમારના નામનો એમના બાપ ઉપર ગોઠતો આવે એવો લખ્યો છે.

**પ્રિયંવદા**—એ કામ તો ખરેખરૂં ચોકસ કર્યું. એથી વધારે પૂછપરછ થશે નહિ; પણ લલિતાની ગાંઠડી જે ખંડમાં મૂકી આવ્યા તે ખરોખર સાચવ્યો છે ખરો કે નહિ ?

**પૂરણમલ**—ઉસકો બાંધકે રખી હે, સો કીસતરેસેં ઓ રંડી ભાગ જાયગી ? બંધ કરનેકા અચ્છા બંદોબસ્ત નહિ હેં, સો ઐસીને ઐસી રખકે આયાહું.

**છળદાસ**—ત્યારે તો કાંઈ ચિન્તા નથી. પ્રિયંવદા ! કસુંબો બસુંબો કાહાડવો હોય તો કાહાડો. લો આ અફીણને રૂ. પેલું પાણી આણીને મૂક્યું.

**નંદનકુમાર**—લાવો એ બધું મારી પાસે. પ્રિયંવદા ! તમે તમારી મેળે જોયાં કરો. (કસુંબો તૈયાર થયો એટલે એક બીજાને પાયો પીધો, મીઠાઈ ખાધી પણ પૂરણમલે કશામાં ભાગ લીધો નહિ.)

**છળદાસ**—પૂરણમલ ! સૂર્ય તો ઉગ્યો ને આપણે પાછાં જવું છે.

**પૂરણમલ**—હમ કીસિકો ગાફલમેં રખકે ઐસા કામ નહિ કરનેવાલા. તુમ તીનુકો મેં બોલ દેતા હું, કે, અબ તુમ તુમેરા ઈષ્ટ દેવકા સમરન કર લો.

**છળદાસ**—(ગભરાઈને) અરે પૂરણમલ એ ક્યા ?

**પૂરણમલ**—ક્યા તે એ લે પહિલા તું. (તેને તરવારના એક ઘાએ મારી પાડેછે, એટલે નંદનકુમાર તથા પ્રિયંવદા બાવરાં બનીને આમ તેમ દોડમદોડા કરેછે તેમને) તુમ દો રંડિયો મેરા પંજામેંસી કિધર જાને વાલી ? (એમ કહી એક ઘા નંદનકુમાર ઉપર કરેછે ને બીજો પ્રિયંવદા ઉપર. એટલામાં છળદાસનું શબ જરા હાલતું જણાયું, એટલે બે ત્રણ તેના ઉપર બીજા ઘા કરતાં.) મેરા સાલા, મેરે હાથસેં ખુન કરાકે, ઓ સબ દાગીના ઉસકો લે જાનેકા થા; ઔર મેરેકો કહ્યા થા, કે તુમકો કુછ મિલેગા. બાત દફે મેરેકો ઠગ ગયાથા. અબ વોઈ સબ મેરાજ હે તો ? દોકા તો કરનેકા થા, ઉસમે એક જીયાદા હુઆ સો ક્યા હો ગયા ? ચંડાલ તો ઓઈ થા. ચલો અબ સબ દાગીના નીકાલ રખું. (પ્રિયંવદાએ પેહેરેલું ઘરેણું કાહાડવા જાયછે, એટલામાં વાડીમાં નજર કરેછે તો) ઓ રંડી કોન દોડતી હે ? બાંધકે દુસરા ખંડમાં રખીહે ઓ તો નહિ ? ચલ દેખું. (જુવેછે તો ગાંઠો વાળેલું લુગડું એકલું દીઠું, એટલે તેની પછવાડે દોડતાં.)

મેરી સાલી બાગ છોડકે આગે નીકલ ગઈ. અચ્છા હુવા વાં ગિર પડી. (પકડી પાડીને.) સાલી મરનેકી હુઈ હે, કાયકુ ભાગ જાતી? અબ તેરા કોન હે ઈધર, બોલ ક્યા કરેગી?

લલિતા—(ગભરાટમાં.) અરે, હું ઉંધે મ્હોએ પડી, તેથી માની છાતી ફુટાઈ ગઈ. હવે હું શું કરૂં? ઉગરવાનો ઉપાય નથી. (પૂરણમલને.) બાપજી! તમે મારા સામા આવા ડોળા શું કરવા કાહાડોછો? હું છળી મરૂંછું. મેં તમારો અપરાધ કાંઈ કર્યો નથી, તેમ છતાં મને મારવી હોય તો સુખેથી એકદમ મારી નાખો.

પૂરણમલ—હમ હમેરી ખુસીસેં તુમકો મારનેકો નહિ ચાહાતા. તુમેરા ખાવંદ, પ્રિયંવદા, ઓર છળદાસનેં મેરેકો હુકુમ દિયા હે. અબ હમ તુમકો છોડેગા નહિ. લેકિન એક કરારસેં જીતી રાહાન દેઉં. દેખ તેરા ખાવંદ તો અબ તેરા નહિ. ખુસીસેં અબ મેરે ડેરે ચલ, ઓર ખા પીકે આનંદમેં બેઠ રેહે. તેરે પર મેં આશક હો ગયા હું. અબ મેરે હાથસેં તેરે પર ઘા હોનેકા નહિ. (તેને બાઝવા જાયછે.)

લલિતા—(ઘણા જુસ્સા ભેર તેને ખશેડી.) ભલા ભગવાન્! તું સર્વજ્ઞ છતાં મારી લાંજ લેવરાવા ઉભો થયો છું? મેં તારો આવડો બધો શો અપરાધ કર્યો છે? અલ્યા દુષ્ટ! હું અબળા, ઈશ્વર વિના આ વેળાએ મારૂં કોઈ રક્ષણ કરનાર નથી, તેમ છતાં, નિરપરાધી અને વગર હથિયારની છું તેના ઉપર જુલમ કરવાને તળપછ, તેટલા ઉપરથીજ તારી સિપાઈગીરી જણાઈ આવે છે. આ વેળાએ જો મારી પાસે એક પાળી સરખી હોય તો તારાં આંતરડાં ચીરી કાહાડું. આવ હું મરવાને તૈયાર છું. (તેની છાતીમાં પોતાનું માથું પછાડેછે ને શોષિત થઈ પડેછે.)

નેપથ્યમાં—"અરે અબળા પર કોણ જુલમ કરેછે?"

પૂરણમલ—સાલા કોન આતા હે? રંગમેં ભંગ કરનેકો. દોડતા આતા હે, સાલા દોડતા આતા હે. દેખુ અબ ઉસકો. તલવાર તો વાં ટૂટ ગઈ. કમરમેં છુરા હે, દુસરા કુછ નહિ. પરવા નહિ. ઓ ગધેકી પાસ છોટી લકડી હે દુસરા કુછ હે નહિ તો.

લલિતા—(શુદ્ધિમાં આવી એટલે બેઠી થાયછે ને જુવેછે, તો કોઈ પંથીને પોતાના

ભણી દોડતો આવતો જોયો તને ઓળખી.) અરે ઓ મારા પંથીરામ! ઈશ્વરે તને અહિ મોકલ્યો. (તેની કોટે બાઝી પડેછે.)

**પંથીરામ**—આ તે શો કેર! ઓ મારી લલિતા બેહેન! તારી આ શી દશા! (બંને મૂર્છાગત થઈ પડેછે.)

**પૂરણમલ**—ક્યા તમાશા, ઓ ઓરતકુ બહિણ બોલતા હે, ઔર ઓ ઉસકે ગલે જાકે લગી. અબ દેર કરનેકા કુછ બખત નહિ. (કમરમાંથી જુસ્સા સહિત છરો કાહાડેછે. પંથીરામ સાવધાન થઈ બેસેછે, એટલામાં પેલાને અંગ ઉપર આવતો જોઈ, પોતાની લાકડી બે હાથમાં ઘાલી પેલાના માથા વચ્ચે ઝાપટેછે; તો પણ પૂરણમલ આચકો મારી પંથીરામની છાતી વચ્ચે છરો ભચ્ચ લઈને સુંસરો પેસારેછે. તે ભમરી ખાઈ પડેછે, તેનો ધબકારો સાંભળી લલિતા મૂર્છામાંથી છળી ઉઠે છે, ને પંથીરામને લોહી લેવાણ થયેલો જોઈ તમર ખાઈ બેભાન થઈ ફરી પડેછે. પંથીરામને અર્ધ મૂવેલો જોઈ પૂરણમલ તેને ઘાએ છૂંદી નાંખેછે. એટલામાં એક હરિણ મહા ત્વરાથી દોડતું પાર નીકળી જાયછે, તેની પછવાડે એક શિકારી પૂર્ણ વેગથી દોડતો, ઘોડા ઉપર બેઠેલો, આવી પોહોંચેછે. વેગને લીધે તેનો ઘોડો પાર તો નીકળી ગયો, પણ તેની નજરે માણસ પડ્યાં તેથી વેગ નરમ પાડી પાછો આવી જુવેછે તો કમકમાટ ભરેલો દેખાવ તેની નજરે પડયો.)

**શિકારી**—અલ્યા દુષ્ટ તું કોણ છું? આ પડી છે એ સ્ત્રી કોણ છે? ને તેં આ ઘોર કર્મ શા વાસ્તે કર્યું?

**પૂરણમલ**—ચલ ચલ! તેરે જેસે બૌત દેખે હૈ. ચલ, નહિ તો તેરાભી એસાજ હોયગા.

**શિકારી**—(ક્રોધાંધ થઈને) અરે ચાંડાલ! ધમકી આપવા જાછ? લે લેતો જા. (લાંબા ભાલાવતે તેને વીંધી નાંખેછે ને નીચે કૂદી પડી કટાર કાહાડી ફેરો કરેછે.) અરે આ લોકો કોણ હશે? આ સ્ત્રી! (તેની પાસે જઈ નિહાળીને જોઈ.

**મંદાક્રાંતા વૃત્ત.**

આ તો કોઈ મનહર ખરે, વાડી ખીલી ભલેરી,
[1]ચંપાવર્ણી [2]કદલી પગને, મુખ ગુલાબ લે'રી;
નારંગી છે [3]કુચ સરસ બે, નાક [4]કિંસુક લાગે,
કાયાવાડી [5]મદન મદથી, બેહેકેછે [6]પરાગે; ૧

---

૧ ચંપાના જેવો રંગ. ૨ કેળ. ૩ સ્તન. ૪ કેસુડાનું ફૂલ. ૫ કામ દેવ. ૬ ઘણો સુંવાળો અને સુગંધીવાળો ભૂકો ફૂલમાં થાયછે તે.—યુવાવસ્થામાં આવેલી સુધડ સ્ત્રીનું શરીર પરાગની પઠે બેહેકે છે.

રે! એ તો કો સુઘડ નરના ભોગની વાડી [1]પાઈ,
[2]મ્લાના દેખું શિથિળ બહુ છે, પ્રેમ નીરે ન પાઈ;
ભોગી બીજો નહિ મુજ સમો, કેમ [3]આલિ ભમેછે,
જા તું નાશી લિલ[4]મ ભ્રમરી ભ્રાન્તિ રાખી રમેછે. ૨

(ભ્રમરને હાથવતે કાહાડી મૂકેછે એટલામાં.)

લલિતા—(કાંઈ અવાજ કાને પડયાનો ભાસ થયો એટલે શુદ્ધિમાં આવીને. અરે ભાઇ! તમારા મુખારવિંદ ઉપરથી તમે કોઇ રાજવંશી હો એમ મને લાગેછે. વળી મરદા ભણી જોવાથી મને કમકમી છૂટે એવી અગમચેતનાથી, તમે બન્ને ઉપર લુગડાં ઓછાડયાં છે; પણ અરે! મારો પંથીરામ પેલો પડયો. (ભરાયલું હૃદય છે તેથી આંખો એકાએક ભરાઈ આવતાં.)

લલિત છંદ.

હૃદય ફાટી તો, જાયછે અરે, નિપજિયું શુ રે આ હરે! હરે!
નજર ના ચડે, દોષ તાહરા, અરર શું બન્યું, બંધુ માહરા. ૧
નહિ ઉથામિયો, બોલ એક તેં, દુઃખ સહ્યાં અરે, ભારી છેક તેં;
ફરી તુને જરા, પ્રેરણા અરે, અચૂક તેં કર્યાં, કામરે ખરે. ૨
મુજ સગાં થકી, તું વધ્યો ઘણો, કયમ હું વીસરૂં પાડ તે તણો;
તુજ વીતી કશી, મેં શુણી નહિં, મુજ વીતી નહિં, તેં સુણી અહિં. ૩
હૃદય ભાર તો, આપણો કહી, કરત ખાલી ઓ! નામ તો લહી;
કઇક તો મને, શાન્તિ થાત રે, દુખડું માહરૂં, અર્ધ જાત રે. ૪
જઉ હવે હું કયાં, કોણને મળું, નગર બાપને, શી રીતે વળું?
અરર આ નહિં, ભેટની ઘડી, પળ તુનેજ આ, કયાં, થકી જડી? ૫
બહુ ખુશી થતી, જોઈને મુને, કમકમી ચડે, જોઉ જો તુને;
થઇ ગયો અરે, ફેર એટલો, હૃદય તો બળે, સ્નેહ જેટલો. ૬
નહિ મળ્યો હતે, તો ભલું થતે, નહિ મળ્યો કહી, વીસરી જતે;
પણ મળી દીધો, દિલ ડામ રે, અરર હાયરે, પંથીરામ રે. ૭

૧ જડી. ૨ કરમાઈ ગયેલી. ૩ ભ્રમર. ૪ મુખ કમળની મધુરતાથી ભ્રમર તેના મુખ ઉપર ગુંજાર કરતો હતો તેને કેહેછે કે—એના કાનમાં લિલમ છે તેને લીલી ચકચકિત ભ્રમરી જાણી, તે મુખકમળની મધુરતા લેવા આવી છે એવી ભ્રાંતિ રાખછ; પણ એનો મારા જેવો બીજો કોઇ ભોગી નથી માટે તું નાશી જા.

**શિકારી**—હવે વિલાપ કરવાથી કાંઈ હાથમાં આવવાનું નથી. તમે કોઈ મહા દુઃખી છો. પણ આજથી સર્વ દુઃખ ગયું એમ સમજજો; મારી રાણિયોમાં પટ્ટરાણીની જગ્યાને તમે યોગ્ય છો.

**લલિતા**—( ભયભિત થઈને. ) તમે કોણ છો ? આ શું બોલો છો ?

**શિકારી**—હું પર્વતપુરીનો રાજા છું. મૃગયા રમવાને નીકળી પડ્યો હતો, તે એક હરિણની પછવાડે દોડતો અહિં આવ્યો, ને તમને જોયાં, એટલે હરિણને જવા દઈ હરિણાક્ષી* મેળવવાની આશાએ તમારા માણસના મારનારનો મેં પ્રાણ લીધો, અને તમને નિર્ભય કર્યાં.

**લલિતા**—તમે મને જીવતદાન આપ્યું, અને વળી રાજા છો તેથી મારા પિતા સમાન છો, માટે મને પૂર્ણ આશા છે, કે, તમે મારૂં યોગ્ય રક્ષણ કરશો.

**શિકારી**—( ક્રોધાયમાન થઈ. ) તમારે વત્તું ઓછું બોલવાની કાંઈ જરૂર નથી. અહિયાં પણ મારા રાજ્યની સરહદ છે, એટલે તમારા ઉપર મારો દાવો થઈ ચૂક્યો છે. ચેંચૂં કરવામાં પરિણામ સારો નિપજવાનો, નથી, માટે આવો, ઘોડે અશ્વાર થાઓ.

**લલિતા**—રાજાજી ! આપ એમ બોલો નહિ. આ પંથીરામને અગ્નિસંસ્કાર કરીને હું મારે સાસરે જઈશ. આપ મને છેડો નહિ; હું આપને પગે પડુંછું. ( પગે પડેછે. )

**શિકારી**--હું હવે તમને છોડનાર નથી, મારાં મનુષ્ય પછવાડે આવેછે, તે આપણને સામાં મળશે, તેમને આજ્ઞા કરીશું, એટલે તે અગ્નિ સંસ્કાર કરશે. ચાલો આવો તમે.

( એમ કહી તેને બળાત્કારે ઘોડા ઉપર નાંખી પોતે અશ્વાર થઈ લઈ જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ, પર્વતપુરીના રાજાનો મેહેલ.

**લલિતા**—રાજાની રાણિયોને જનાનખાનામાં પૂરી મૂકવાનો હિંદુસ્થાનમાં ચાલ સાંભળતી તે વાત ખરેખરી. આ મેહેલમાં પેસવા નીકળવાનું માત્ર એકજ બારણું છે, તે વિના એકે બારી કહિં જોવામાં આ-

---

* હરિણના જેવી આંખવાળી સ્ત્રી.

વતી નથી; હવા અને અજવાળાને માટે માત્ર જાળિયો, ઉપરની બા-જુએ જોવામાં આવેછે. છટકી જવાનો બીજો એકે માર્ગ નથી. હવે એકે ઉપાય લાગું પડે એમ દીસતું નથી. આ ગાજવીજની ધામધૂમમાં ઠેઠ ઉપલા માળ સુધી જઈ આવવાને કોઈ દાસી અટકાવ કરી શકે એમ નથી. (એક પછી એક માળ તપાસતી ઉપર ચડતી જાય છે.) એકે બારી નથી એટલે મેહેલની પાછળ શું હશે, એ જાણવામાં આવતું નથી; પણ પાણીની પેઠે ધુધુધુ થયાં કરેછે એ શું? પછવાડે નદી તો નહિ હોય? ચાલ હવે તો ઠેઠ ઉપર જાઉં. હાં! ઉપર તો ધાબુ દેખાયછે. ઠીક થયું. હવે ચારે મગ શું છે તે જણાશે. શું જબરૂં ધાબુ બાંધી લીધું છે! આ ચાંદની ખાવાને માટે કરેલું જણાય છે, પણ વર્ષાઋતુ છે એટલે ઉપયોગમાં આવતું હોય એવી સ્થિતિમાં નથી; ચોબાજુએ છાતીપૂર ભીંતો ચણી છે; અને તે પોહોળી છે એટલે ઉપર ચડ્યા વગર જણાય એમ નથી. (ઉપર ચડેછે.) અરે! ખરે પાછળ તો નદી દેખાય છે. આહા! શું પૂર ચડ્યું છે! હું આટલે ઉંચી ચડીછું, તોપણ પાણી ઘણું નીચું લાગતું નથી. મેહેલની પછીતની જોડાજોડ કિલ્લો આવ્યો છે, ને મેહેલ પણ ત્રણે બાજુએ કિલ્લાવતે આંતરી લીધો છે. વળી મેહેલને માત્ર એકજ દ્વાર છે એટલે તેમાંથી છટકાય એવું નથી, તોપણ ચોકી-વાળા બધાય ઉંઘી જાય ને નીકળી જવાનું ધારિયે; તથાપિ કિલ્લાનો દરવાજો પેલો પણે જણાય, તે પણ એકજ છે ને ત્યાં પણ ચોકી. આ તો કબજો ખરેખરો થઈ ગયો છે. પછીત ભણીનો રસ્તો ઝાલ્યાવિના બીજો ઉપાય નથી. પાણી તો ઘણું છે, પણ નીચેના માળ માંહેથી કોઈને પણ પછીતે બારી હોત, તો ત્યાંથી ભૂશકો મરાત, આ તો બહુ ઉંચુ. ગમે તેમ હો. જેણે આટલો બધો કબજો કર્યો છે, તે હવે પોતાનું ધાર્યું કર્યાવિના છોડે એમ નથી. આ એકાંત મેહેલ, ને વળી તે રાજાનો પોતાનો, અને જેની પાસે ન્યાય માગવાનો તેજ રાજા અપરાધી, એટલે શું કરિયે? જીવ જાય તો અત્યારથી, પણ લાજ જાય એ ખોટું. હું અબળા જાત, મારૂં શું બળ; માટે આટલી ઉંચાઈથી પણ નદીમાં પડવું એ વાત સિદ્ધ છે. પાણી બહુ છે, ઘણી ત્વરાથી વેહેછે એટલે પડીશ તેવી તણાયા વિના રેહેનાર નથી. તરતાં આવડેછે એટલે

ચાલતા સુધી મરાશે તો નહિ, શેર બશેર પાણી પીવાયું તો ચિન્તા નહિ. તણાતાં કહિંક તડ હાથ લાગી જશે. તેમ કરતાં જીવ ગયો તો દુઃખમાંથી છૂટાશે. લે નદી! તને ભોગ આપુછું. જય ઈશ્વર! તું મારી લાજ રાખજે. (કાછડો વાળી ભૂશકો મારેછે.)

## પ્રવેશ ૩ જો.

### સ્થળ, કનકાપુરી.

### ચંદ્રાવલી અને કુભાંડી.

**ચંદ્રાવલી**—આવો કુભાંડી, તમે ક્યાંથી ભૂલા પડ્યા? મારી બેહેનની શી ખબર છે?

**કુભાંડી**—હું સ્નેહપુરથી ચાલ્યો આવુંછું. પ્રિયંવદા આનંદમાં છે. તેમણે કાહાવ્યું છે કે "નંદનકુમારવાળી વાત જૂની થઈ છે. જેટલી ધાસ્તી ધારવામાં હતી તેટલી તો શું, પણ હવે જરા પણ રહી નથી, માટે તમે કોઈ પ્રકારે ઉંચો જીવ રાખશો નહિ." છળદાસ અને હું તમારી બેહેનની સાથે આવ્યા હતા ત્યારે એમણે તમારે ઘેર જે દાગીના મૂક્યા છે, તે બધા મંગાવ્યા છે.

**ચંદ્રાવલી**—સંસાર પૈસાનો સગો છે. બેહેન સરખીને પણ પૈસાની અધીરી આવેછે. એની પાસે આટલું બધું દ્રવ્ય છતાં પણ તૃપ્તિ નથી. વળી એના દાગીના હું ક્યાં ખાઇ જવાની હતી, જે અધીરાઇ આણી તુરતા તુરત પાછા મંગાવ્યા? કાંઇ ચિન્તા નહિ. મારી પાસે શી કમી છે જે હું એના રાખું? એ એની મેળે પોતાની ગરજે મૂકી ગઇ છે.

**કુભાંડી**—ચંદ્રાવલી! પ્રિયંવદાને દોષ શું કરવાને દો છો? તમારી અધીર આવી છે, તેથી મને લેવા મોકલ્યો છે, એમ નથી. પ્રિયંવદા ને છળદાસ આદિ લઈને શકવાળાનું ઘર, દંભરાજ શોધાવે તો માલ જાય, ને ફજેતી થાય, માટે એમણે તમારે ઘેર માલ મૂક્યો છે, તે અધીર હોય તો મૂકે? પણ હવે ત્યાં બધું શાન્ત પડ્યું છે, ને શોધમશોધા થવાની હવે બીક નથી, માટે મને લેવા મોકલ્યો, એ ઉપરથી તમારી બેહેનનો વાંક કાહાડવો તમને ઘટતો નથી.

**ચંદ્રાવલી**—ગમે તેમ હો. આજે બધા દાગીના તમારા સ્વાધિ-

નમાં કરૂંછું. કેટલાક મારા ઘરમાં છે, ને કેટલાક એક મારા સ્નેહીને ત્યાં મૂક્યા છે, ત્યાંથી લઈ આવુંછું, તમે બેસજો. (રસ્તામાં જતાં જતાં.) ઘરેણાને માટે પ્રિયંવદા માણસ મોકલે એવી નથી; કેમકે. તેના વિના તે બેશી રહેલી નથી, તેમ છતાં, •કુભાંડી આવ્યો છે એ જરા શક પડતી વાત લાગેછે. પ્રિયંવદા મને કેહેતી હતી, કે, છળદાસ ઘણો લુચ્ચો માણસ છે, જેમાં તેમાં ભાગ પડાવેછે, ને ઘણા પ્રકારના છળ કરેછે; માટે એના ઉપર ભરોંસો રખાય એમ નથી. ખરે, અહિયાં પણ એની વર્ત્તણૂક મને એવીજ લાગી હતી. જ્યારે એ માણસ એવો છે, ત્યારે એના સાગરીત અને હેરક પણ એવાજ હોય એમાં નવાઈ નહિ. પ્રિયં-વદા કડકો કાગળ લખવાને આળશી જાય એવી નથી. માટે એમાં કપટ તો નહિ હોય? મને લાગેછે, કે, બારોબાર દાગીના ઉડાવવાને માટે છળદાસે ઘાટ રચ્યો હશે. હું ઠગાઈ જાઉં એવી કાચી પોચી નથી, પણ અરે, પણે ખારવા લોકો આવડી ન્હાની ઝુંપડીમાં શી ઘાલમેલ કરેછે? ચાલ્ જોવું તો ખરી.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, ખારવાની ઝુંપડી.

### કેટલાક ખારવા, એક સ્ત્રી.

પેહેલો ખારવો—ઓ કેહવા રે કેહવા, રૂ લાવ્ રૂ. ભારી દીજિયે ભારી.

**બીજો ખારવો**—પેહેલાંથી ભારે હાનું જે? પાંણી કાઢો પાંણી, જો પેટ ફૂલેલું. પોરી મરી ચાલી જો.

**ત્રીજો ખારવો**—અરે કેહવા, દેતવા લાવ્ દેતવા.

**બીજો ખારવો**—(દેવતા લાવેછ ને શેકવા માંડેછ.) જો જોરે ભાઈયો! બળે નહિ, જરા દાઝીતો ચંતા નથી.

**ચંદ્રાવલી**—(પ્રવેશ કરતાં સ્વગત) આ કોઈ સુંદર સ્ત્રી ફશી પડેલી જણાયછે. શી મુખની કાન્તિ છે! પણ મહા દુઃખથી બેભાન થઇ પડેલી જણાયછે. (પ્રસિદ્ધપણે.) અરે! તમે આ બાઈને ક્યાંથી લાવ્યા છો?

પેહેલો ખારવો—આવ બાઇ, આ તારી હગી લાગેછે કે શું જે તું ખબર લેવા આવી? અહ્યા માગ મેલો. આવવા દો એને.

બીજો ખારવો—બાઈ, અમે મારવા નથી લાવેવા, પણ મરતી ઉગારી છે. એ તો અમે અમારૂં હોડકું લઈને નદી પાર જતા' તા કને, તેટલામાં હાંમુ એક લાકડું તણાતું આવ્યેવું, ને તેને કને, આ બાઈ એવી બાઝેલી જે મડાગાંઠ પડી ગેલી, તે અમારા હોડકાને લાકડું અથડાયું. તે અમે એ બાઈને દીઠી, ને પારવનું કરીને માંહ હોડકામાં લાંએખી, ને અહિ લાવીને પેલા રૂમાં ભારી'તી. ને ચાંપીને પાંણી તરછટ કાઢી લાએખું' તું, ને હેકી'તી, તારે જરા હાલી'તી, ને હોંશિયારી આવી' તી, ને બોલી. જે, અરે, હું પાછી કાં આએવી. એટલું કીધું, તાર પછી આવી ને આવી પડી છે.

ચંદ્રાવલી—(સ્વગત) ચાલો આપણું કામ થઈ ગયું. આ મૂર્ખાઓ પાસેથી એને લઈ જઈશું, એટલે આપણે ઘેર તો સોનાની ખાણ પાકશે. આવી રૂપસુંદરા! (પ્રસિદ્ધપણે.) મને ભાળ મળી એટલે હું અહિ દોડવી આવી. એ તો મારી છોકરી થાયછે. મેં ઘણી ના કહી, પણ હઠ કરીને અહિથી ત્રણ ગાઉ, પણે ન્હાવાનો મહિમા છે ત્યાં, ન્હાવા ગઈ, ત્યાંથી તણાઈ તેની ખબર મારી દાસિયે કહી, ને તજવીજ કરી. તો તમારૂં ઘર બતાવ્યું, એટલે એક શ્વાસે દોડતી આવી છું. (એક ખારવા ભણી રૂપિયો ફેંકીને) જારે ભાઈ! આ રૂપિયો તારી મેહેનતનો લઈ, પણે એક શિઘરામવાળો ઉભો છે તેને બોલાવી લાવ. (તે રૂપિયોલઈ ખુશી થતો જાયછે.)

બીજો ખારવો—બાઈ છાબ! અમે બહુ મટ્યા છિયે માટે અમને કાંય અનામ તો આએપું જોઈયે છે.

ચંદ્રાવલી—(પોતાને કાનેથી એક દાગીનો કાહાડીને આપેછે.) લો આ તમે, ખુશી થાઓ, એના તમને પાંચસે રૂપિયા ઉપજશે.

ખારવાઓ—(બહુ ખુશી થઈને.) બાઈ છાબ! ઠીક થયું જે તું આયવેલી, નહિ તો અમને બહુ વીતત, ચમ જે, હવારે તો વાંહાંણ હંકારી અમારે, જવાનું છે. તે આ બાઈને મૂચીને જવાત નહિ (શિઘરામ આવતું જોઈને.) લો. બાઈ છાબ! અમે આ બાઈને ઉંચકીને ગાડીમાં મૂચિયે છિયે.

ચંદ્રાવલી—જો જો! સંભાળજો. એને જરા અજા આવે નહિ. મારે તો એ સોનાના પાડની છે, ને એકની એક છે. (તે શિઘરામમાં બેસે છે ને ગાડીવાનને પોતાના ઘરની નિશાની બતાવી, જાયછે ને ખારવા ભાગ વેહેંચી લેવાની ભાંજગડ કરેછે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ, ચંદ્રાવલીનું શયનગૃહ.

**ચંદ્રાવલી, લલિતા અને કુભાંડી.**

**કુભાંડી**—( આશ્ચર્ય પામીને મનમાં. ) અરે ! આ તો લલિતા ! આ તે શું કેહેવાય ! એ અહિ ક્યાંથી ! એનો ને પ્રિયંવદાનો ઘાટ ઘડવા સારૂ છળદાસ બન્નેને લઈને નીકળ્યો, ને અહિ પ્રિયંવદાનું ઘરેણું લેવા મને મોકલ્યો. આ તો ખરે નવાઈની વાત ! જો એ સચેત થશે, ને મને ઓળખશે, તો જોઈ લ્યો પછી, બધી વાત ઉઘાડી પડશે. (પ્રસિદ્ધપણે) ચંદ્રાવલી ! મને ઘરેણું આપતાં હો તો આપો, નહિકર હું તો મારી મેળે જાઉંછું.

**ચંદ્રાવલી**—તને ભાઈ એનું એ સૂઝી રહ્યું છે, ને મારો જીવ તો આ મારી સખીમાં છે. મરવા સૂતી છે તે દેખછ કે નહિ? ઉતાવળ હોય તો જા તું તારે રસ્તે, હું મારી મેળે ધણિયે મોકલીશ. પ્રિયંવદા ક્યાં પરભારી છે જે ?

**લલિતા**—હેં હેં પ્રિયંવદા ! પ્રિયંવદા !

**કુભાંડી**—( મનમાં ) નાશ રે મારા બાપ ! કઈક આડું થયું દેખાય છે, જો એ લલિતા ખરી. ( ગભરાઈને જાયછે. )

**ચંદ્રાવલી**—બેહેન ! બેહેન ! ગભરાઈશ નહિ. પ્રિયંવદાને તું ઓળખેછે કે શું ?

**લલિતા**—( આંખ ઉઘાડીને ) અરે, અહિયાં પણ પ્રિયંવદા !

**ચંદ્રાવલી**—બેહેન ! હું પ્રિયંવદા નોહોય. મારૂં ને એનું મ્હો મળતું આવેછે, માટે તું ભૂલ, ખાતી હઈશ; પણ મને કેહે, તું પ્રિયંવદાને ઓળખેછે કે શું ?

**લલિતા**—( જરા વધારે શુદ્ધિમાં આવી એટલે. ) ખરે, તમે પ્રિયંવદા નોહોય ? તમે એના જેવાં છો.

**ચંદ્રાવલી**—બેહેન ! હું એના જેવી છું, એ વાત ખરી, પણ હું પ્રિયંવદા નથી. પણ તું પ્રિયંવદાનું નામ સાંભળી કેમ છળી ઉઠી? તું એનાથી ડરતી હોઉ એમ જણાય છે. અહિયાં તને કોઈ પ્રકારની ધાસ્તી નથી.

લલિતા—ના, તમે મને ઠગોછો. મને મારવી હોય તો એકદમ મારો. પણ દુઃખ શું કરવાને દોછો ?

ચંદ્રાવલી—હું તને નથી ઠગતી. હું ખરૂ કહુંછું, કે, હું તને મારવાની નથી. ને કોઈ પ્રકારે દુઃખ પણ દેવાની નથી. ઉલટી મારી પાસે તું સુખી થઈશ.

લલિતા—( એક ટશે ને ટશે તેના સામું જોઈને. ) એ તો તમે તમે તમે. અરે મારી સાથે ઠગાઈ શું કરવાને કરોછો ? મેં તમારૂં કાંઈ બગાડ્યું નથી ને ?

ચંદ્રાવલી—હું સાચે સાચું કહુંછું, કે હું ઠગાઈ નથી કરતી. તું મને પ્રિયંવદા સમજીને જો કેહેતી હોઉં તો હું પ્રિયંવદા નથી પણ ચંદ્રાવલીછું.

લલિતા—ત્યારે હું ક્યાં છું ?

ચંદ્રાવલી—તું કનકાપુરીમાં મારા ઘરમાં છું. કોઈ વાતે ધાસ્તી રાખીશ નહિ.

લલિતા—અરે, પર્વતપુરી તો નોહોય ?

ચંદ્રાવલી—ના, એ તો અહિંથી ઘણે આઘે રહી.

લલિતા—ત્યારે તો સ્નેહપુર હશે.

ચંદ્રાવલી—એ તો બહુજ આઘે રહ્યું.

લલિતા—તમે નક્કી પ્રિયંવદા નહિ ?

ચંદ્રાવલી—નક્કી હું પ્રિયંવદા નથી. મારૂં મ્હો એના મ્હો જેવું છે, તેથી તમે ભૂલાવો ખાઓછો.

લલિતા—તમે પ્રિયંવદા નથી તો એનાં સગાં હશો.

ચંદ્રાવલી—હા, હું એની બેહેન થાઉંછું. પણ તું કેહે, પ્રિયંવદાથી કેમ ડરછ ?

લલિતા—(ગભરાતાં. ) હું ડરતી નથી; પણ એને ઓળખુંછું તેથી બેશુદ્ધમાં એની ને એની વાત બોલી ગઈ હઈશ. તમને કાંઈ આડું અવળું કેહેવાઈ ગયું હોય તો ક્ષમા કરજો. મને લાગેછે, કે, પ્રિયંવદાની સ્નેહપુરમાં જેવી પ્રખ્યાતી છે તેવીજ તમારી અહિ હશે.

ચંદ્રાવલી—તમારી કૃપાથી અહિ મારી બરાબરી કરી શકે એવી બીજી કોઈ નથી, તેમાં વળી તમે મારા ઘરમાં આવ્યાં એટલે આ-

પણા ઘરની આબરૂમાં હવે બાકી રેહેશે નહિ. આપણે જે ધારીશું તે હવે કરી શકીશું. હવે તમે હોંશિયારીમાં સારીપેઠે આવ્યાં તે ઠીક થયું. મારો જીવ ઘણો બળતો હતો. તમારૂં નામ જાણવાને ઇચ્છુછું તે કૃપા કરીને કોહો, ને તમે નદીમાં તણાયાં તેનું વૃત્તાંત પણ કોહો કે તે સાંભળી તમારા દુ:ખમાં ભાગિયણ થઈ તમને સુખ થાય તેમ કરૂં. કોઈ વાતે તમે અમૂઝાશો નહિ.

**લલિતા**—હું તમને માંડીને બધી વાત પછીથી કહીશ. હવણાં તો મારો જીવ ઘણો અકળાયછે. માટે મને એકલીને અહિ સૂઈ રેહેવા દ્યો તો તમારો ઘણો પાડ માનું.

**ચંદ્રાવલી**—વારૂ ત્યારે હું તમને ગભરાવાને જરા પણ રાજી નથી, તમે સુખેથી અહિ સૂઈ રોહો. આ ખાવાનું દાસી તૈયાર મૂકી ગઈ છે તેમાંથી રૂચી પ્રમાણે જરા ખાશો તો હોંશિયારી આવશે. હું આ બારણાં સાચવીને આગલા ખંડમાં સૂઈ જાઉછું. ( જાયછે. )

**લલિતા**—મને શું આ સ્વપ્ન આવ્યું? મેં કોની સાથે વાત કરી? અરે સ્વપ્ન શાનું. પ્રિયંવદાની બેહેન હવણાંજ બારણાં ભીડીને ગઈ. હું પાછી ફસી પડી. અરે હું નદીમાંથી શાને ઉગરી જે પાછી સપડાઈ! મને જો ઓળખી તો પછી મારા પૂરા ભોગ માળ્યા વિના રેહેવાના નથી. એ પ્રિયંવદાને જાણ કરયા વિના રેહે? કોઈ દાહાડો નહિ. મને ઓળખી નથી એટલામાં તો હર્ખાઈ ગઈ, ને ગણિકાનો કસબ કરાવવાનો વિચાર એકાએક સૂચવ્યો. અરે ભગવાન્! હું કોણ, ને મારૂં આ શું થવા બેઠું છે! ! પણ અહિ પલંગમાં પડ્યાં પડ્યાં વિચાર કરયે સિદ્ધિ નથી. મને સવારે પાછી પૂછ્યા વિના રેહેવાની નથી, ને હું સપડાયા વિના પણ રહું નહિ, માટે અત્યારે નાશી જવાનું થાય તો બહુ સારૂં. પેલી બારી ઉઘાડીને જોઉં વારૂ, એ ક્યાં પડેછે? ( જઈ ઉઘાડીને જુવેછે. ) ઓહો! આ તો રાજમાર્ગમાં છે. અહિથી કેમ ઉતરાય? ઉંચું તો બહુ છે. કાંઈક બાંધવાનું મળે તો આ કઠેરાયે બંધાય એવું છે. રસ્તામાં લોકોનો જવર અવર નથી, સર્વે જળ જંપ્યું છે. ઘરની રંડા તો આઘેના ખંડમાં છે. વળી માંહની સાંકળ મેં દીધી છે, એટલે, એનાથી અવાય એમ નથી. ચાલ વારૂ, કાંઈ જડેછે? શોધું

તો ખરી. ( બધે કાંઈક બાંધવાનું શોધેછે. ) અરે, અહિ કાંઈ નથી. આ શયનગૃહમાં તે શું હોય? એકેય લુગડું પણ નથી, આ એક પાથરેલી ચાદર છે, પણ તે પોહોંચે એવી નથી, એને ફાડીને સંધાડું તોપણ કામ સરે એમ નથી. મારૂં પેહેરેલું લુગડું પણ કામમાં આવે એવું નથી. અરેરે હવે હું શું કરૂં. ( બારિયે ફરીને ડોકિયું કરેછે. ) પડતું મુકુ તો ઉગરાય એમ નથી, ને અહિ કાંઈ મળતું પણ નથી. જોઉં વારૂં, બારણું ઉઘાડીને બાહારથી કાંઈ જડેછે? ( ઉઘાડવા જાયછે. ) અરે ભગવાન! બાહારથી સાંકળ ભીંડી છે. ખરેખરી હું સંકડાંમણમાં આવી. મારૂં હવે પણ જવા બેઠું. આ ઘરમાં મને ગમે તે કરશે, પણ અહિ મારૂં કોણ બેલી? અરે ભગવાન્! હવે હું શું કરૂં?

દોહરો.

જંતુ લાળથી કેટલાં કરે ઉતર ચડ જેમ ;
ઈશ્વર એવી શક્તિ તેં મુજને આપી ન કેમ?

( કેટલીક વાર સુધી હોઠપર આંગળી મૂકી વિચાર કરેછે.) વાહરે! પલંગને પાટી છેની! હવે બીજું શું જોઈયે! (પલંગની પાટી ઉકેલી, ચોવડી વાળી, કઠારે બાંધીને નીચે રાજમાર્ગમાં ઉતરી પડેછે, ને આગળ ચાલેછે. )

રસ્તામાં પાટી લબડેછે, એટલે વેહેલી તજવીજ થયા વિના રેહેશે નહિ; ને નગરમાં ખુણે ખોચલે કહિં ભરાઈ રહું, પણ શોધ કરતાં સપડાઈ તો પછી છૂટકો થનાર નથી; માટે નગર બાહાર નીકળી જવાને બને તો તો ઉત્તમ. અરે, આ કિલ્લો ઘણો ઉંચો છે, એટલે ત્યાં તો ચડવા ઉતરવાનો પત્તો લાગે એવું નથી. દર્વાજા તો બંધ છે. ત્યાં જઈને કોઈને જગાડું તો વળી તેમના હાથમાં પકડાઈ જાઉં. દર્વાજા પાસે પાણી જવાનું ઘંનાળું હરોજ હશે, તોપણ જઈને જોઉં તો ખરી, કદાપિ ના હોય ને સાંકડો રસ્તો હોય તો શરીર છોલાતાં પણ નીકળી જવાય. મને દુઃખ તો પડેછે, અને જૂદાં જૂદાં માણસોના હાથમાં સપડાઉછું તો ખરી, પણ ઈશ્વરના પ્રતાપથી છટકી જવાનું સાધન મળી આવેછે, તેથી કદાપિ અહિ પણ લાગ ફાવશે. પણ શા કામનું? એથી તો ઉલટું વધારે દુઃખ સહન કરવું પડેછે. સાધન ન

મળતાં હોય તો જીવતરનો છેડો વેહેલો આવે, પણ જ્યાં સુધી દુઃખ સહન કરવાનું છે ત્યાંસુધી સાધન મળશે, ને આપણે સેહેવું છે. જો ખરી વાત! અહિયાં કામ ચાલેછે. ચણવાનું થોડું બાકી છે. આ બે જાળિયો પડી. વળી ઇંટો, ફૂલ પડ્યું છે. આ જૂની જાળી ભાગી ગઈ છે તેથી નવી બેસારવાની છે પણ વાર થવાથી બાકી કામ રહી ગયું છે. ચાલ એ તો મારેજ માટે રેહેલું. ( ધંનાળામાંથી પાર નીકળી જાય છે, ને આગળ ચાલે છે. ) રાત્ર શી ગાજેછે! મ્હોડેમ્હોડું સૂઝે એવું નથી. આકાશમાં વીજળી થાયછે.

### દોહરા.

બે'ન વીજળી! તુજ ગતિ મારી થઈ સંસાર;
થઈ ના થઈ હું થઈ ગઈ, કસ્યો જડ્યો નહિ સાર. ૧
પણ પ્રકાશદવાયુના, ભડકા થઈ હોલાય;
પણ મુજ હૃદય વિષે ઘણી, લાગે ભડ ભડ લાય. ૨

નક્કી પણે સ્મશાન હશે. મરદાના હાડકામાંથી પ્રકાશદવાયુ ( Phosphorus ) નીકળી હવાની સાથે મળવાથી ભડકા થાયછે તે હું દેખુછું; અરે! ત્યાં જવાનો રસ્તો મારે માટે ક્યારે ઉઘડશે? વિજળીના તેજથી પણ મેં કોઈ પુરૂષ દીઠો. તે મારે પગલે આવતો જણાયછે. એ કોણ હશે? અરે એ લગભગ આવી પોહોંચ્યો. ચાલ, ધબકારા વાગે નહિ એમ ત્વરાથી દોડી જાઉં, વળી થાકીશ ત્યારે ધીમે ચાલીશ, પણ અહિ સપડાઈ ગઈ તો ભોગ મળશે.

## પ્રવેશ ૬ ઠો.

### સ્થળ, માર્ગ.

**કુભાંડી**—ભૂતના ભડકા થતા જોઈને હું ખમચ્યો, એટલામાં તો, એ કોણ જાણે ક્યાંય પાર પડી ગઈ. અધૂરામાં પૂરૂં વળી વીજળી પણ થતી નથી, તેમ એના પગના ધબકારા પણ સંભળાતા નથી. એ તે કઈ દિશા ભણી ઉતરી પડી હશે? હવે પત્તો હાથ લાગ્યો છતાં, એને જતી મેલવામાં કાંઈ માલ નહિ. છળદાસના હાથમાંથી છટકેલી દેખાય છે, તેથી હું જો એને પકડી, પૂરી કરી, કાંઈ નિશાની લઈ જાઉં તો મારૂં

માન વધવામાં કાંઇ બાકી રેહે નહિ. તાલ જોવાને ચંદ્રાવલીના ઘરની પડોશમાં એક બાજુએ લપાઇ રહ્યા તો આટલો લાભ થયો. પણ ખરે, એ ઘણી પક્કી જણાયછે. એ એટલી બધી બેહાલ હતી તેમ છતાં, કેવી યુક્તિ કરીને નાશી ચાલી? ચંદ્રાવલી જાણશે તો ચકિત થયા વના રેહેશે નહિ. પેલા ભૂતના ભડકાથી હું તો છળી ગયો, ને કતરાતી નજરે જોતો જોતો આડે રસ્તે ચડ્યો, પણ એની હિંમતને ધન્ય છે, કે હરણની પેઠે છલંગો મારતી ચાલી ગઈ. વળી બીકની મારી રતોવાઇ ચાલશે, માટે જો આપણે અહિંથી થાક્યાના ગાઉ કરીશું તો હાથમાં આવશે નહિ, તેથી પછવાડે ચાલવુંજ જોઇયે. આ રસ્તો મ્હોટો છે, ને આમ આડે વાડ અથડાઇ. ડાબી બાજુએ ચાલ્યો તો એક પછી એક ધૂંગાં અંટેવાળી આવ્યાં; ધોરી રસ્તા વચ્ચે એવું હોય નહિ; માટે આજ રસ્તો પાંશરો જણાયછે, તેથી એ પણ આજ રસ્તે ચડી હશે; ચાલ હવે તો કકડાવીને આગળ.

લલિતા—( પ્રવેશ કરીને ) મેં પણ ગજબ કર્યો છે. અર્ધી ઉંઘતી અને અર્ધી જાગતી સ્થિતિમાં પણ મેં આંખ મીચીને ચાલ્યાં કર્યું. દશ બાર વાર આડી અવળી વાડોમાં પડી, ને આખું શરીર કાંટામાં સોરાઇ ગયું. ત્યારે તો ઉંઘમાં મને લાગ્યું નહિ, પણ હવે ઘણું સાલે છે. અરે, મારે શરીરે, કેટલા બધા ઉઝરડા પડ્યા છે? લોહી તો ઉપર તરી આવીને ઠરી ગયું છે. વળી કાંટા તો શરીરમાં અર્ધા ભાગેલાજ પેશી રહ્યા છે. ખરે, આવું કુમળું શરીર મૂકીને તેમને બાગ્યું કિયું વધારે સારૂ મળનાર હતું? ચાલવામાં આટલું બધું દુઃખ વેઠવું પડેછે તેનો ઓરિયો તે મને ક્યારે વીતત? એ તો સંસારનો લાહો લેવાયછે. જરા અહિંયાં સૂઇને ઉંઘ લીધી તેથી તો વધારે સજ્જડ થઇ ગઇ. અરે, હવે તો મારાથી ઉઠાતું નથી. ચંપાવતી અહિંયાંથી કોણ જાણે ક્યાંય પડી હશે, અરે! મારી વાહાલી માડી! અને વૃદ્ધ પિતા! તમે જાણતાં હશો, કે, છોકરી જઇને સંસાર સુખમાં લીન થઇ ગઇ હશે, તેથી સર કે સમાચાર કાહાવતી અથવા લખતી નહિ હોય, પણ મારી આવી દશા થઇછે એ તમે શું જાણો? અરે! હું કોણ માબાપની દીકરી, કેવી દશાએ પોહોંચી, અને ક્યાં આવી પડી! હવે પસ્તાવો શો કરવો?

કૃત્ય પ્રમાણે વેઠવું સત્ય છે. હાથ ઉંચા ગદેલા ઉપર મખમલની ચાદર પાથરી પોહોડતાં તે આપણ, અને આ કાકરાવાળી ખડખચડી ભોંય ઉપર આળોટિયે છિયે તે પણ આપણજ! આહા! શા વારા ફેરા છે? ખરે! આવી ચલિત સ્થિતિનો હર્ષ શોક કરવો એ કેવળ વ્યર્થ છે. જેવે પ્રસંગે જેવી સ્થિતિ થઈ, તેવે પ્રસંગે તેવી સ્થિતિમાં માત્ર મગન રહે સુખ છે. અરે! હાથમાં ડાંગ ને પેલો ચમચમ પગ ઉપાડતો કોણ આવેછે? કનકાપુરીની ભાગોળે મારી પછવાડે પડ્યો હતો તે તો નહિ? એ તો આટલે સુધી શું કરવાને અથડાઈ મરે? એ તો કોઈ ચોર હશે તે લુંટવાની લાલચે પગલે ચડેલો, પણ પત્તો નહિ લાગવાથી પાછો વળેલો હશે. આ તો કોઈ વટેમાર્ગુ છે; ચાલ, ઠીક થયું, મારે એનો સંગાથ થશે, ને એની સાથે વાત કરતાં વાટ ખૂટશે. પણ એ મારા ઉપર ધસતો ધસતો કયમ આવેછે? અરે! એ તો છળદાસના કુભાન્ડી જેવો જણાયછે. નંદનકુમાર ઘેર આવ્યા કે નહિ, તેની ભાળ કાહાડવા મારે સાસરે એ ઘણી વાર આવતો, તેથી એ કાળમુખો તો મને બરાબર સાંભરે છે. અરે, એ તો એજ. ભગવાન્! પાછા ભોગ મળ્યા!! અહો પરમેશ્વર!

**કુભાંડી**—(પ્રવેશ કરીને.) રાંડ શંખણી લલિતા! તેં મને આટલે લગી અથડાવ્યો, ને આખરે તો કબજામાં આવી, ત્યારે પેહેલેથીજ પકડાવું હતું કની, જે મને અથડામણ થાત નહિ; એના ભાગનું બાંધજે હવે તું. છળદાસની પાસેથી છટકી આવી હઈશ, પણ મારી પાસેથી છટકાવાનું નથી. હત, રાંડ લુચ્ચી! (તેને ચોટલે ઝાલીને ઘસડી લઈ જાયછે. અને પાસે એક સાંથળપૂર ઘાસ ઉગેલી જગ્યા હતી, તેમાં છતાપાટ નાંખી દે છે. તે બેભાન થઈ પડેછે, ને કુભાંડી તેની છાતી ઉપર ચડી બેસેછે, અને તેનું ગળું દબાવા જાયછે એટલામાં.) અરે, આ હરણ ઘાસમાં સંતાવાને આવતું હોય, એમ કૂદતું મારા ભણી આવ્યું. (અદ્ધકડો થઈ જોવા જાયછે એટલામાં) ઓ મારા બાપ! ખાધો રે ખાધો! વાઘ આવ્યો રે વાઘ. (જેવો નાસવા જાયછે. તેવોજ વાઘે ફાળ મારી ડોકથી પકડ્યો ને ચાલતો થયો.)

**લલિતા**—(કુભાંડીનો બબરાટ સાંભળી શુદ્ધિમાં આવી હતી તે ઉંચી થઈ જુવેછે તો.) હાયરે ગજબ!! વાઘે કુભાંડીને ડોકથી ઝાલ્યો છે. એનું આખું માથું

તેના મ્હોમાં છે, ને શરીર આગળ લબડેછે, તેને હેલ્લે ચડાવી ફુંફવાડા મારતો ચાલ્યો જાયછે. એક પળ પેહેલાં હું કુભાન્ડીની સ્થિતિમાં હતી ને એ વાઘ હતો. હવણાં હું મુક્ત થઈ ને એ સપડાયો. અરે ! એ દાંત પીશીને મારૂં ગળું ઝાલવા ગયો, ત્યારે એને જરા પણ વિચાર આવ્યો હશે, કે, મારૂં ડોકુ, ફાડીખાનારા પ્રાણીના મ્હોમાં પેસવાનું છે ? શો એકાએક ફેરફાર ! હું પણ જો ચારમાં ઢબુરાઇ ગઈ હોત નહિ, તો મારી પણ કદાપિ એવીજ વલે થાત; પણ ઇશ્વર મારો બેલી છે. હવણાં ઉભાં ઉભાં આવા વિચાર કરવાનો આ સમય નથી, પણ સંતાઈ જવામાં ઠીક છે. ( લોટપોટ થઈ ચારમાં સૂઈ જાયછે, તેથી જરા શોર થયો, એટલે પેલું હરિણ જે પાસેજ ચારમાં લપાઈ ગયું હતું, તે વાઘ આવ્યો સમજી, ચમકીને છલંગ મારી અજાણતાં લલિતા ઉપર પડ્યું ) અરે બાપી રે ! (એમ કહી લાગ ફાવી ગયો તેથી તે હરિણીને કોટે બાઝી પડેછે, ને તે ચાલવા માંડેછે.) આ હરિણી પાંશરી ચાલતી નથી, ને રસ્તો તો લાંબો કાપવો છે. એ બાંધ્યા વગર સખની રેહેવાની નથી. મારા પેહેરેલા લુગડાનો એક છેડો ફાડીને બાંધુ તો ઠીક પડે. થાક લાગ્યો છે તેથી એના ઉપર બેશીશ ( તેમ કરેછે. ) હાં, ચાલ હવે, હું તારા ઉપર ઘોડો પલંગીને બેસું એટલે તું જરા નરમ પડું. (તેના ઉપર બેસેછે) બાપું બેહેન ! તું તો આડી અવળી જાછ. સીધે રસ્તે ચાલની ? મારામાં તે કાંઈ ભાર છે, જે તું અમળાઇ પડતી ચાલછ ? ચાલ બેહેન, ચાલ ઉતાવળી. જા રે ! એટલામાં તે થાકી જતાં હઈશું ? આ તે શી હાંફ ! લે ત્યારે હું આ ઉતરી. (તે ઉતરે છે ને લુગડાનો એક છેડો જોરથી ઝાલી રાખેછે, પણ ભાર ઓછો થયો એટલે હરિણિયે છલંગ મારી, તેથી લલિતા તેની સાથે ખેંચાઇને પડી, ને હાથમાંથી લુગડાનો છેડો સરી ગયો, એટલે હરિણી નાશી ગઈ, તેની પછવાડે દોડતા.) અરે સખી ! તું તો ઘણી ઉતાવળથી દોડછ. મારાથી તારી વાદે દોડાતું નથી. અરે ! તું તો સાંભળું નહિ એટલે આઘે જતી રહીછું, તેથી મારૂં કેહેવું વ્યર્થ છે. તારે આવાં નમેહેરાં થવું ઘટતું નથી. મારી વીતી સાંભળી હોત, તો તને ઘણી દયા આવત, એટલે મને એકલી મૂકીને જાત નહિ. હશે, હવે તને જે સારૂં લાગ્યું તે ખરૂં.

શંકરનંદના મહિનાનો રાગ, દેશ.

હાર આ દેખું ડુંગર તણી, વાંકી ચૂકી જણાય ;
ઉંચી નીચી તેમાં ટેકરી, ગણતાં તે ન ગણાય. ૧

પેલા પ્રવાહ ડુંગર તણા, એ તો વેહેતા રે જાય;
સર્પ જેવા દેખાયછે, જાણે ડસવા ધાય. ૨
વાદળી વિંટાઈ ટોચને, ઢાલવશો નિજ ભાર;
સ્નેહવર્ષાદ વર્ષાવીને, કરશો થંડી ગાર. ૩
ઓ રે અલી ભૂંડી વાદળી, શુણ મારી તું વાત;
થંડાને થંડું કરે તેમાં, મ્હોટી છે નહિ વાત. ૪
પણ હું તપેલી તાપથી, તે પર કરીને કૃપાય;
પડ તૂટી મુજ પર માવડી, જેથી બળતા જાય. ૫
બીજી પેલી દેખું ડુંગરી, લીલા પીળા પોશાક;
પાંખડી ફૂલ ફળ ભાત છે, મોર મૃગ વળી કાક. ૬
લેહેર લીલી પીળી લાખેણી, શોભાનો નહિ પાર;
સૌભાગ્યવંતી ઓ સુંદરી, તારે તો જેજેકાર. ૭
સાર નથી કશો માહરે, મારે નહિ શણગાર;
પણ મારે ગરજ તેની નથી, ઘટ્યો કાયાનો ભાર. ૮
હલકાં થયાં તરણા થકી, ઘટ્યો વકર બોજ;
એવી નિસાસણી હું થઈ, તમારે બાઈ મોજ. ૯
લો હવે તો રામ રામ છે, હું તો ચાલી રે જાઉં;
મળું જો મળાય માતતાતને, મારાં દુખડાં હું ગાઉં. ૧૦

(આગળ ચાલવા માંડેછે.)

---

# અંક ૫ મો.

## પ્રવેશ ૧ લો.

સ્થળ, ચંપાનગરી.

જીવરાજ અને કમળા.

**કમળા**—મારી છોકરી છેલ્લીવારે કમોતથી મોઈ. ખુશીથી વળાવી તો ખરી, પણ શાય ચોઘડિયામાં વિદાય કરી, જે ફરીથી તેને

જોવા વારો આવ્યો નહિ. જે દિવસથી એના મોતની કાળોતરી આવી છે, તે દિવસથી એક ઘડી મને સાંભર્યા વિના રેહેતી નથી. રાત દિવસ એનું રટણ થયાં કરેછે. નિત્ય એનાં શમણાં આવેછે. આજે તો એણે મારી સાથે પારવની દુઃખની વાતો કરી, અને જાગી તો જતી દેખાઈ. મારે મ્હોડેથી નિંદા તો કયમ થાય, માનો ન માનો પણ એનો જીવ કમોતે ગયો, તેથી ભૂત થઈ અહિં આવી રહી છે.

જીવરાજ—મારા ને તારા વિચાર બધા મળેછે. હું તને માંડીને કહું તો તું હબકી જાઉ. મને પણ એ બીજે ત્રીજે દેખા દે છે. તે દિવસે આપણે પુણ્યદાન કરી દીધું, ને સ્નેહપુર જવાના દર્વાજા બાહાર મ્હોટી ધર્મશાળા બંધાવી, તેમાં મહાદેવનું દેવલ ચણાવ્યું, ને શિવની સ્થાપના કરી, ત્યારે જાણે એ આવીને મારી ડોકે બાઝી, ને કેહેવા લાગી, કે, "પિતાજી ! હું મરી ગઈ છું, પણ તમારૂં હેત મારા ઉપરથી ઓછું થયું નથી. મારે માટે તમે તમારૂં વૃદ્ધ શરીર બળાપો કરીને અર્ધુ કરી નાખ્યું, ને ઘણીખરી પુંજી મારી પછવાડે દાન કરીને પાર મૂકી." મને તે રાત્રે ધ્રુજારો વછૂટ્યો, ને જાગ્યો તો તેને દીઠી નહિ. રાત્ર પડેછે, કે હું તેને ઘરમાં ફરતી દેખતો ના હોઉં એવા ભણકારા વાગેછે. સોમવારે સોમવારે રાત્રની વેળાએ દર્વાજા બાહાર આપણી ધર્મશાળાના શિવાલયમાં પૂજા કરવા જાઉંછું, ત્યારે મશાલનું અજવાળું હોયછે, પણ આસપાસ આડી આંખે ધારતીથી જોઉંછું, કે તે મારી પછવાડે આવતી તો નથી? એકનું એક છોકરૂં, અવસ્થા થઈ એટલે કશી આશા નહી, ને ધન માલ આદિ ઉપભોગ કરવાનું ઘણું રહ્યું. પણ કોઈ પાછળ ભોગવનાર નહિ એટલે મન કહ્યું કયમ કરે. ઈશ્વરેચ્છા, નીપજ્યું તે ખરૂં. હશે. એ વાત હવે વધારે લંબાવામાં ફળ નથી, (બ્રાહ્મણો પ્રવેશ કરેછે) આજે તો આ બ્રાહ્મણો રૂદ્રી કરીને આવ્યા છે, તેમને દક્ષિણા આપી, સાથે લઈ, દર્શણ કરવા જાઉ છું.

(બ્રાહ્મણો રૂદ્રીનું ફળ આપી આશીર્વાદ ભણેછે અને દક્ષિણા લઈ જાયછે.)

# પ્રવેશ ૨ જો.

## સ્થળ, ચંપાનગરીની ભાગોળ.

**લલિતા**—ઓહો ! હું કેટલું બધું અથડાઈ ત્યારે આજે ચંપાનગરીનો પત્તો લાગ્યો, પેલા વટેમાર્ગુનું કલ્યાણ થજો, જે એણે મને સીધે રસ્તે પાડી, નહિકર અત્યારે ક્યાંય અરણ્યમાં ફાંફાં મારતી હોત. ચાલતાં દિવસ પણ ઓછા થયા નથી. વારૂ હવે ઘણી ધાસ્તી રહી નથી. ઓહો ! મારા નગરનો દર્વાજો પેલો સામો દેખાય; પણ તે અત્યારે બંધ છે. રાત્ર તો અર્ધી ગઈ છે એટલે બંધ હોયજ. ઠીક છે, આટલા દિવસ વગડામાં રાતવાસો રહ્યાં, ત્યારે એક રાત નગરની ભાગોળે પડી રહીશું, તો કાંઈ ભારે લાગવાનું નથી. અરે, આ તો કોઈ નવું સ્થાન થયેલું દેખાયછે. વાહ ! શી શોભાયમાન બાંધણી છે ! અરે ! મારા નગરની આસપાસ સારો ફેરફાર થયો, ત્યારે મારી સ્થિતિનો નઠારો ફેરફાર થયો. અત્યારે મારાં માબાપ શું કરતાં હશે ? તેઓને ખબર હશે, કે, અમારી છોકરી ભાગોળ લગી આવી છે; પણ દર્વાજો બંધ છે તેથી રાતવાસો રેહેવાને નિર્ભયસ્થાન ખોળે છે ? નારે તે બિચારાં ક્યાંથી જાણે ! વારૂ, મારી પ્રિય સખી પ્રભાવતી અહિ હશે કે સાસરે ? હું એને કેટલે બધે દાહાડે મળીશ ! તે મને જોશે અને મારા દુઃખની વાત જાણશે, ત્યારે કેટલી બધી દુખી થશે. અરે! આજ ભાગોળેથી હું સાસરે જવા નીકળી, ત્યારે કેટલો બધો દબદબો હતો ! કેટલા બધા લોક એકઠા થયા હતા ! તે સમયે મારા મનમાં કેવી આશા હતી ! ને આજે હું કેવી નિરાશ થઇ ગયેલી, દુખિયારણ થઈ પડી છું. મારો પંથીરામ તે દિવસે કેવી ઉલટથી મારી સાથે આવ્યો હતો. હું રાંડ પાપણી, તેને વગડામાં ઘાથી છુંદાઈ ગએલી, અને લોહી લોવાણ થઈ ગયેલી સ્થિતિમાં પડતો નાખીને ચાલતી થઇ હતી. અરે મારા પંથીરામ! તેં મારે માટે બહુ સહન કર્યું, ને મહા મુલ્યવાન તારો પ્રાણ પણ મારેજ માટે તેં ખોયો. હું નગરમાં જઈશ, ને તારી સ્ત્રી અને છોકરાં આશા ભેર મળવાને આવશે, તેમને હું શું ઉત્તર આપીશ ! અરે ભગવાન્, જેમ જેમ હું નગર પાસે આવતી ગઈ, તેમ

તેમ મારો પગ ભારે થવા લાગ્યો હતો, અને દિલ ગભરાયાં કરતું હતું, તેનાં બધાં આજ કારણ. અરે, મારા સંબંધી જે જે નિપજ્યું છે, તે તો કોઈના માનવામાં આવે નહિ એવું છે. આમ ઉભાં રહીને ક્યાં સુધી વિચાર કરવો. ચાલ, હવે તો આ સ્થાનમાં જઈને જરા આરામ લેઉં. (ધર્મશાળામાં પેસેછે.) અરે! આ તો ચારે મગ કબજા વિનાનું છે. પાલખો આદિ છે તેથી કામ હજી ચાલેછે. આ દર્વાજો ઉઘાડો રેહેછે, તેથી વળી કોઈ હરકત કરનાર આવી મળે તો પિડા થાય, માટે વધારે તપાસ કરી નિર્ભય જગ્યા શોધવી જરૂર છે. આ તો વચ્ચે શિવાલય હોય એમ જણાયછે. ચાલ માંહ. (માંહ પેસેછે.) હા! છેક માંહેલો. જે મંડપ છે, તેમાંજ દ્વાર ભીંડીને પેસવું.

(તેમ કરીને અંદર સૂવેછે.)

## પ્રવેશ ૩ જો.

સ્થળ, શિવાલય.

**જીવરાજ, મશાલચી, કેટલાક બ્રાહ્મણ.**

**પેહેલો બ્રાહ્મણ**—અરે દેવદત્ત, દ્વાર તો બંધ કરેલાં છે, એ શું હશે વારૂ?

**બીજો બ્રાહ્મણ**—કોઈ વળી માંહ પેઠું હશે, ને દ્વાર ભીડયાં હશે, તેમાં છળી શું કરવાને જાઓછો?

**જીવરાજ**—કમાડ ઉઘાડતા નથી, ને ભાંજગડ શી કરવા માંડી છે! (પાસે આવીને.) કમાડ દીધેલાં છે કે શું? (ડરીને આગલા મંડપમાં જતાં) માંહ કોઈ પેઠું હોય, ને બંધ કર્યાં હોય, તો બોલાવો જોઈયે, કોઈ બોલેછે?.

**ત્રીજો બ્રાહ્મણ**--માહ કોણ છે? જે હો તે ઉઘાડજો-ઓ-ઓ.

**લલિતા**—(ચકીત થઈને) જરા આંખ મળવા આવી હતી, તેટલામાં વળી આ કોણ પાપ આવ્યું? જો ઉઘાડીશ તો વળી ભોગ મળશે, માટે બોલવું નહિ.

**ચોથો બ્રાહ્મણ**--અરે, કેમ રે કોઈ બોલતું નથી! જે હો તે

ઝટ ઉઘાડો. અમારે શિવપૂજા કરવાનો નિયમ છે, માટે જો ઉઘાડશો નહિ તો કમાડ ઉતારવાં પડશે.

લલિતા—(માંહ રહી રહી.) હવે ચાલે એમ નથી. કોઈ પૂજાના નિયમવાળું છે, તેથી ધારતી તો નથી. ને નહિ ઉઘાડિયે તો કમાડ ઉતારીને માંહ આવશે, ત્યારે વધારે હરકત છે, માટે ચાલ ઉઘાડું. (તે ધ્રુજતી ધ્રુજતી ઉઘાડેછે, તેટલામાં મશાલવાળો જે આગળના મંડપમાં જીવરાજ પાસે ઉભો હતો, તેની મશાલનું ઝાંખુ અજવાળું લલિતાના કરમાઈ ગયેલા મ્હો ઉપર પડયું, તે જોઈને જીવરાજ જે છળ્યો ને છળ્યો રહ્યો હતો તે.)

જીવરાજ—નાસો રે ભાઈ નાસો. (તે દોડેછે ને તેની પછવાડે બ્રાહ્મણો પણ નાસેછે. દરવાજે પાસે આવ્યો, એટલે દોડ બંધ કરી, ઉતાવળી ચાલે જાયછે. જીવરાજ પાછેવાઈ જુવેછે ને આગળ ધરયાં કરેછે.)

લલિતા—(ભયભિત થઈને) ખરે, આ કોણ હશે? એ તો સર્વે મારાથી છળીને નાશી ગયા. મને પિશાચણી તો નહિ જાણી હોય? તે તેમની મેળે ગમે તેમ જાણો. પણ એ બધા નગરમાંથી આવ્યા હશે. ચાલ જો તેમ હોય તો હું પણ પાછળ પાછળ માંહ પેશી જાઉં એટલે નીકાલ આવે. (તે જાયછે.)

જીવરાજ—અલ્યા મશાલચી? મરની, પાછળ કયમ પડછ. પગ ભાગ્યા છે કે શું? (પછવાડેથી લલિતાની વેગળે છાયા દીઠી, એટલે વધારે દોડેછે, ને પાછળ નજર કર્યા વગર રેહેવાતું નથી. લલિતા પણ જે અંધારાને લીધે દરવાજામાં પેશી ગઈ હતી, તે ત્વરાથી તેમની પાછળ જાયછે.)

લલિતા—આ તો આશ્ચર્યકારક વાત છે. આગળ દોડેછે એનો ઘાટ તો મારા પિતા જેવો જણાયછે. ને વળી મારાજ ઘર ભણી બધા ધબડ ધબડ જાયછે. અરે એ તો નહિ હોય? જો ખરી વાત! આ મારા ઘરમાં પેઠા. અરે! ચાલ દોડ. તેઓ ચપોચપ માંહ પેશીને બારણાં બંધ કરી દેશે. (પેલા બધા ઘરમાં પેશી જાયછે, ને લલિતા પણ દોડીને માંહ પેસેછે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ, જીવરાજની હવેલી.

**જીવરાજ, કમળા, બ્રાહ્મણો આદિ બીજાં માણસ, અને લલિતા.**

જીવરાજ—અલી! ખાધોરે ખાધો! (ગભરાઈને વચ્ચે પથારી પડી હતી તેમાં પડેછે.)

**કમળા**—હાયરે આવડું શું છે? આ તમને શું થયું? તમે કેમ ઉછાલા મારો છો?

**જીવરાજ**—( ચૌકમાં લલિતાને જોઈને. ) અરે! એ પેલી મોઈ પેલી, મને ખાવા આવી છે. મરેલી વેરી થઈને મારવા આવી છે રે મારા બાપ!!

**કમળા**—( ચૌકમાં જોઈ. ) હાય રે ખરેસ્તો! એ તો આપણી લલિતા, જુવોને ડોળા કાહાડેછે.

**પેહેલો બ્રાહ્મણ**—અરે પિશાચ! પિશાચ! દુષ્ટ પિશાચ!

**બીજો બ્રાહ્મણ**—દુષ્ટ પિશાચિણી! ગમન કર, ગમન કર, નહિ કર અહિ ભસ્મ કરવી પડશે.

**જીવરાજ**—( છળી છળીને ઉછાળા મારેછે, તેને ત્રીજો અને ચોથો બ્રાહ્મણ તથા બીજા માણસો જોરથી દબાવી રાખેછે, તોપણ ) અરે, એને મારી કાહાડો રે! નહિ કર .મારો જીવ જશે. ( માણસો જે દીઠું તે તેના ઉપર ફેંકેછે. )

**લલિતા**—( મનમાં ) મારા ઉપર ઈશ્વરનો કોપ થયો છે. હું જીવતી છું, તેમ છતાં મારાંજ માબાપ મને પિશાચિણી ગણી મારો ધિઃક્કાર કરેછે. અરે ઈશ્વર! (તે મારને નહિ ગણકારતાં બધાંની ખાતરી કરી આપવા આગળ ધસેછે એટલે. )

**જીવરાજ તથા કમળા**—હાયરે! રાંડ લોહી ચૂસવા આવી. ( તેઓ અહિંથી તહિં દોડમદોડા કરેછે. બીજાં વેહેમી માણસો પણ વેગળાં ખશી જાયછે. ને છેટેથી જે હાથમાં આવ્યું તે તેના ઉપર ફેંકેછે. )

**લલિતા**— (એકપ્યાલો કપાળમાં વાગ્યો તેથી) હાય રે, હું મરી ગઈ, મને મરેલીને તમે શું કરવા મારોછો રે મારાં માબાપ! તમે આવાં નિર્દય થઈ ગયાં છો એમ જાણુત, તો હું અહિં શું કરવાને આવત રે. ( મૂર્છાગત થઈ પડેછે. )

**રસોઈયો**—( એક ખુણે પડયો પડયો ઉંઘતો હતો તે કોઈના પગ તળે ડબાયો એટલે ઉછાળો મારીને. ) અરે કોણ છે? અત્યારે કોણ છે?

**ચોથો બ્રાહ્મણ**—હવે હળવો મર હળવો. જો પેલી લલિતા પિશાચિણી થઈને આવી છે તે પેલી પડી. વધારે શોર કરીશ તો તારૂં લોહીજ ચૂશી ખાશે.

રસોઈયો—જા જા, બીકણ બૂમણા ! ભૂત તે આમ પડી રેહેતું હશે ? વળી ભૂત શું ? (ધરીને લલિતા પડી હતી ત્યાં જઈ તેનું માથુ ઉંચું કરી) અરે, આ તો લલિતા છે ! (ડરીને જરા પાછો ખસેછે.)

લલિતા—ભાઈ ! હું લલિતા જીવતી છું રે. નથી મોઈ.

રસોઈયો—બેહેન લલિતા ! તમે જીવતાં છો ?

લલિતા—હા હું જીવતી છું. દુઃખની મારી છું, પણ અહિ મને માબાપે વિના મોતે મારી નાંખી રે મારા બાપ ! મારા કપાળમાંથી લોહી બહુ વહ્યું તેથી મને તંમર ચડી છે.

રસોઈયો—(લોહી લોઈ નાંખીને) અરે વેહેમિયો ! તમે કોઈ કાંઈ નાંખશો નહિ. ભૂત નથી, પણ લલિતા જીવતી છે.

લલિતા—મારી વાહાલી માડી ! તું પણ મારાથી છળીને નાશી ગઈ છું કે શું ? (એક પછી એક બધાં ડરતાં ડરતાં પાસે આવતાં જાયછે.) મારી મા ક્યમ નથી આવતી ?

રસોઈયો—(આખમાં આંસુ આણીને.) બેહેન ! મહા કોપ થયો છે. તમને તો અમે બધાં મરી ગયેલાં જાણિયે છિયે, તેથી તમારી મા તમારાથી ડરે એમાં નવાઈ નથી.

લલિતા—હાય રે ! એવા સમાચાર અહિ કયા વેરિયે મોકલ્યા ?

રસોઈયો—તમારાજ સસરાના હાથનો કાગળ આવ્યો હતો, કે લલિતાને સાપ ડશ્યો તેથી મરી ગઈ છે.

લલિતા—શિવ ! શિવ ! શિવ ! આ બધાં છળદાસ અને પેલી રંડાનાં કર્મ. અરે ભગવાન્ ! એ તે કેવાં પ્રપંચી ?

રસોઈયો—છળદાસ કોણ ?

લલિતા—ભાઈ, એ વાત લાંબી છે. મને મારો વર મારી નંખાવા લઈ ગયો હતો, તો હું પારકાને શો દોષ દેઉં ?

રસોઈયો—શેઠ, શેઠાણી, તમે ક્યાં સંતાઈ પેઠાં છો ? આવોની, આ તો કોપની વાત ! (તેમને શોધી કાહાડેછે.)

જીવરાજ—એ રંડા ગઈ કે છે ?

રસોઈયો—રંડા કોને કોહોછો ? આ તે શું ગાંડપણ ! આપણી

લલિતાને એનો વર મારી નંખાવતો હતો, તેમાંથી નાશીને આવી છે, ને તમે આ શું બકોછો ! જાઓ મારા શેઠ, જરા તો વિચાર કરો !

**કમળા તથા જીવરાજ**—હેં ! અમારી છોકરી જીવતી આવી છે ?

**રસોઇયો**—હા, હા, આવો.

**લલિતા**—( તેમને આવતાં જોઈ. ) ઓ મારાં માબાપ ! તમે મને મુવેલી જાણી ? હાય રે માડી ! મારે માથે દુઃખનાં ઝાડ ઉગવાં બાકી રહ્યાં છે. ( તેની કોટે બાઝી રડેછે. )

**કમળા તથા જીવરાજ**—ઓ મારી વાહાલી છોકરી ! તું આવડી દુઃખી થઈ? અરે, આ તે સ્વપ્ન કે ખરેખરી વાત? (જીવરાજ મૂર્છા ખાઈ પડેછે.)

**લલિતા**—( તેને બાઝીને. ) પિતાજી, ખરી વાત. સ્વપ્ન નથી, તમે હબકશો નહિ. હું જીવતી છું, પણ મેં જે દુઃખ વેઠ્યું છે, એ જો તમે બધું સાંભળો, તો અત્યારે તમારો પ્રાણ નીકળી જાય, ને મારાથી કેહેવાય પણ નહિ.

**જીવરાજ**—(સાવધાન થઈને) ઓ મારી બાપુડી ! તું બહુ દુખી થઈ, પણ ભગવાને તને જીવતી ઘેર આણી, એની સાથે સરખાવતાં તારૂં દુઃખ તારે ગણતરીમાં આણવું નહિ, મારાથી સાંભળી શકાતું નથી.

**કમળા**—બાપુ ! પંથીરામ ક્યાં ? એ કેમ તારી સાથે નથી ?

**લલિતા**—માતા ! તે મને ઉગારવા જતાં મરાયો. અરે ! હું પાપણી મોઈ હોત, ને એ ઉગર્યો હોત તો ઠીક થાત. એની વહૂને હવે હું શું કહીશ. અરે ! એનો છોકરો એના પંથાબાપા માગશે તો હું ક્યાંથી આણીશ ? (રડેછે.)

**જીવરાજ**—દીકરી ! તું બળાપો કર મા. એનાં બાયડી છોકરાં સદા આપણા રક્ષણ નીચે રેહેશે.

**લલિતા**—પણ પિતાજી, પંથીરામની જગ્યા આપણાથી નહિ પૂરાય. અરે, એને અહિં બોલાવી લાવો. (એક જણ બોલાવા દોડી જાયછે.)

**કમળા**—દીકરી ! મારી વાહાલી દીકરી ! તું આમ રડ રડ કરીશ તો થાક ને દુઃખની મારી લેવાઈ જઈશ. જાઓ ભાઈયો, કોઈ એની સખીને બોલાવી લાવો, જે એ એને જરા સમજાવે. (એક જણ જાયછે.)

**લલિતા**—શું મારી પ્રભાવતી અહિં આવી છે?

**જીવરાજ**—હા, બાપુડી! તે આવી ત્યારની તારૂં મોત જાણી ને, બીચારી સોરીને અર્ધી થઈ ગઈ છે.

**કમળા**—અરે, એનાથી ઘરમાં પગતો શાનો મૂકાય, પણ આપણા બારણા સામું જુવેછે, કે મને દેખેછે, તો તેનાથી રડી જવાય છે. અરે બેહેન! અમને કાંઈ ઓછું થતું નોહોતું, પણ એના બળાપા સાથે જ્યારે અમારી બળતરા મેળવતા ત્યારે તે ઘણો વધી પડતો.

**પ્રભાવતી**—(પ્રવેશ કરીને) ઓ મારી પ્રિય સખી! (તને વળગી પડેછે)

**લલિતા**—(વળગીને ખુબ રડ્યા પછી) ઓ મારી પ્રાણ સખી, તું પણ સાસરે જઈ આવી, ને હું પણ સાસરે જઈ આવી. તું તો થોડી વેળાને માટે આવી, પણ હું તો હવે સદાને માટે આવી. સખી, મારા સંસારની સમાપ્તિ થઈ ચૂકી.

**પ્રભાવતી**—મારી પ્રિયસખી, તું શું કેહેછે, આ તે શી ગજબની વાત.

**લલિતા**—જગતમાં જેટલો ગજબ હોય તેટલો સમરાઈને મારા ઉપર ગુજર્યો છે. સખી, માતા, પિતા, મારૂં હૈયું એટલું બધું ઉભરાઈ આવ્યું છે, કે તે ખાલી કર્યા વિના અમુઝણનો ડચુરો મારા પ્રાણ કાહાડી નાંખશે.

**પ્રભાવતી**—સખી, તારા હૈયાનો ભાર તું ખાલી કરી દે, અને અમને વેંહેંચી આપ કે તને શાન્તિ વળે.

**લલિતા**—અરે, મને સાસરે વળાવી હોત નહિ તો આશાથી જીવાત, પણ મારી બધી આશા હવે ધૂળમાં રગદોળાઈ ગઈ. (બેસેછે.) હું સસરાને ઘેર જઈને બેઠી, કે મારી સાસુ નણંદે મારી સાથે કજિયો માંડ્યો. મારા સસરા પેલા નાશી ગયેલાને ખોળવા ગયા હતા, તે આવ્યા પછી તે દુખિયારાએ પોતાનો ઘણો બળાપો જણાવ્યો. અરે, એ બિચારા પેલિયોના દુ:ખથી સદાના બળેલા છે. પણ હવે તો તેમની બળતાનો પાર નહિ હોય. ઘરબાર વિનાનો, દામ ઠામ, ને હામવિનાનો, અને પોતાના કુછંદી છૈયા વિનાનો, હવે તો એકલા મોતને આશરે પડ્યો હશે. એમના સારા સ્વભાવને લીધે મને એમની ઘણી દયા આવેછે. અરે! હવે એમનું શું થશે.

**પ્રભાવતી**—ત્યારે શું નંદનકુમારને કાંઇ થયું છે?

**લલિતા**—હા સખી, ખાડો ખોદે તે પડે. હવણાં હું બધું કહુંછું, પણ પિતા, મારા સસરાની તમે સંભાળ લેજો. એ દુખિયારાને દુ:ખમાંથી ટાળવાને તમે એને આશરો આપજો. એના દીકરાએ એનું સર્વસ્વ ઉડાવી દઈને એને દરિદ્રતાની રાખે રઝળાવ્યો છે.

**જીવરાજ**—બાપુ! તું એમની ચિંતા કરીશ નહિ. હું મારી જાતે એમની પાસે જઈને જેવો કહેશે તેવો આશરો આપીશ, અને સુખી કરીશ.

**લલિતા**—પણ પિતાજી! એમના મનનો ભડકો તમે શી રીતે ઓલવશો? અરે! મારા કાળજામાં હવે ભડકા ઉઠ્યા છે, એવા એમના હૈયામાં ઉઠતા હશે તે તમારાથી નહિ ઓલવાય.

**કમળા**—નંદનકુમાર રૂપી લાય મારા કાળજામાં લાગી તેમ તેનામાં પણ લાગી હશે. અરે ભગવાન્! આ તે શો કોપ?

**લલિતા**—સખી, એક મૂર્ખ, અભણ, અને સર્વે દુર્ગુણના ભરેલાને મારી જરા પણ દયા આવી નહિ. એણે વિનાપરાધે મારા ઉપર કોપીને મને આ ગાલ ઉપર લાતો મારી તેથી હજી પણ મોતીની ભાત મારે ગાલે ઉઠી રહી છે.

**પ્રભાવતી**—નઠોર, નાદાન.

**લલિતા**—અરે, એટલેથી મારો છૂટકો ના કર્યો, પણ લાતોનો પ્રહાર એટલો બધો કર્યો, કે હજી તે મને સાલેછે. અરે, એટલાથી તે ધરાયો નહિ. હું જરા શુદ્ધિમાં આવી તો એક જંગલમાંના ખંડેરમાં ગાંસડીમાં બાંધેલી કફ્પાંતથી છૂટી.

**જીવરાજ**—ઉંઘમાં તને ગાંસડીમાં બાંધીને ચંડાળ લઈ ગયો હશે.

**લલિતા**—એની વાહાલી ગણિકા અને દુષ્ટ છળદાસે મળીને એ બધી ગોઠવણ કરી હશે.

**જીવરાજ**—તારા મરી ગયાનો કાગળ પણ એમણેજ જૂઠો લખ્યો હશે.

**લલિતા**—હા, એમજ થયું હશે. પણ મને મારી નાંખવાને કહેલું તે પૂરવિયો, એ બધાંને ઠૂર કરીને, મારી પછવાડે ધાયો. અરે, એ

કાળમુખાને સંભારતાં હું કંપુંછું. એ મને અયોગ્ય વચન કેહેવા લાગ્યો, ને હું ગભરાવા લાગી. તેવામાં મારા પંથીરામને પેલાની શોધ કરવા મોકલ્યો હતો તે અચાનક ત્યાં આવી પોહોંચ્યો.

**જીવરાજ**—અરે, ત્યારે પૂરવિયાની સાથે લડતાં તે મરાયો?

**લલિતા**—હા પિતાજી, મારૂં રક્ષણ કરવા જતાં તે મરાયો. અરે, તે વેળાનો એનો ગાભરો દેખાવ મારી દૃષ્ટિએ આવેછે. પંથીરામ! પંથીરામ! મારા વાહાલા પંથીરામ!

**પંથીરામની સ્ત્રી**—(પોતાના છોકરા સહિત પ્રવેશ કરીને રડતાં) અરે, મારા ધણીને શું થયું? મારો અવતાર કેમ જશે?

**લલિતા**—બાઈ! મારે માટે એ મરાયો, તે મારો અપરાધ ક્ષમા કરજે. છોકરા, બાપુ, મારા ભાઈ! તારા પંથીબાપા મારે માટે મુઆ જાણી, તું તારી નિર્દોષ આંતરડી કકળાવીને મારા ઉપર નિશ્વાસ નાંખીશ નહિ. અરે, એ નિશ્વાસની જ્વાળાએ બળી જતાં પણ મારો છૂટકો નહિ થાય.

**છોકરો**—(રડતાં) મારા પંથીબાપાને તમે ના લાવ્યાં. તે શું પછવાડેથી આવશે?

**લલિતા**—ભાઈ! હવે હું તને શું ઉત્તર આપું. એ મારે માટે મુવો છે, તો તું મારૂં દુઃખી થતું કાળજું કોરી નાંખ, અરે! તે છૂંદી નાંખ, કે આ વેળાના દુઃખમાંથી હું છૂટું. બાપુ! તારા પંથીબાપા મારો પ્રાણ કાહાડતાં પણ મળી શકતા હોય તો લે. જેણે મારે માટે પ્રાણ આપ્યો તેને માટે, મારો પ્રાણ આપવાને હું તૈયાર છું.

**પંથીરામની સ્ત્રી**—(રડતી રડતી) બેહેન! જે થયું તે થયું. અમારા ભાગ્યમાંથી એ જવાના હતા તો તે બીજી રીતે પણ જાત, તે કરતાં, પોતાના ધણીની સેવા કરવામાં તે મુઆ છે, તો તેથી મને જરા સરખો પણ દિલાસો છે.

**પ્રભાવતી**—અરે, એ મુઓ નથી, પણ જગતમાં પોતાનું નામ અમર કરી ગયો છે. ધણીની ચાકરી કરતાં એને વિત્યાની વાતો તાજી રેહેવાથી એનો કીર્ત્તિ દેહ બંધાયલો રેહેશે. બાઈ! તમે વધારે બળાપો કરો નહિ. લલિતા! તારી કર્મ કથા આગળ ચલાવ.

**લલિતા**—( ઉઠીને ) એક પર્વતપુરીના—અરે, ઓહ, મારૂં કાળજું ચંપાઇ જાય છે. ઝાઝું નથી બોલાતું. ઓહ, ઓહ. સાર એ જે, મહાકષ્ટ વેઠતી અહિં આવીછું. (અમળાઈ પડેછે.)

**કમળા**—બાપુ, પરમેશ્વર તને સાહાય થયા. (તેને ઝીલી રાખેછે.)

**પ્રભાવતી**—હા, પરમેશ્વર એને આ વેળાએ સાહાય થયા તે એટલા માટે, કે. એ એની વીતી કહીને અવિચારથી પોતાની વાહાલી દીકરિયોને દુઃખ દરિયામાં નાંખનાર તેમનાં માબાપ બોધ લે. અરે! મારી સખીના દાખલા ઉપરથી જો કોઈ બોધ લેશે નહિ તો પરમેશ્વર તેના ઉપર રૂઠશે. અને તેના ઉપર આફત વરસાવશે.

( આસપાસના લોકો એકઠા થઇ જાયછે અને આશ્ચર્ય પામી એક બીજાને પૂછપરછ કરેછે.)

**લલિતા**—પિતાજી! મારા આવ્યાની વાત ચાલશે તેમ આખું પુર ઉલટી આવશે, માટે આપણે બંધાવેલા પેલા પુરાલયમાં ચાલો; ત્યાં જરાવાર હું વિશ્રામ લઈશ એટલામાં લોકો આવશે, તેમને મારી વીતી કહી સંભળાવીશ, અને તેથીજ મારી અમુઝણ સમશે.

**જીવરાજ**—ઠીક ત્યારે, ( બધાં ત્યાં જાયછે, અને સવાર થતાં આખું પુરાલય ઉભરાઈ જાયછે.)

## પ્રવેશ ૫ મો.

સ્થળ, પુરાલય.

**જીવરાજ, કમળા, લલિતા, પ્રભાવતી અને પુરજનો.**

**જીવરાજ**—જોયું બેહેન! નગરના લોકોનો તારા ઉપર કેટલો બધો ભાવ છે?

**લલિતા**—હા પિતાજી! ( વક્ત્રાસન ઉપર ચઢીને ) પુરજનો! મારા ઉપરના સ્નેહભાવને લીધે તમે મારી વીતી સાંભળવાને અધીરાં થઈ એકઠાં થયાં છો તો મારી કર્મકથા સાંભળોઃ—

શેઠ સગાળશા સાધુને સેવે—એ રાગ.

અરે દુઃખ શું કહું મારૂં રે, શુણ્યે દિલ દુખશે તમારૂં રે. ટેક.
કુલીન કુટુંબને શોધી દીધી મને, સુખ સારૂં સારે ઘેર;
સુખ તો ગયું કડ્યાંય દુખઝાડ ઉગ્યાં, ઉલટો થયો કુડો કેર. અરે દુઃખ૦

હું જાણતી જે હશે વર રૂડો, સારાંનો સારો સુત;
રૂડી જોડી થવા રટણુજ કીધાં, પણ તે નીકળિયો કપૂત. અરે દુઃખ૦ ૨
યોગ્ય થઈ વયે ત્યારે ગઈ હું, હર્ષથી સસરાને ઘેર;
વેશ્યાનો યારી હતો વર મારો. પ્રીછો તેની કહું પેર. અરે દુઃખ૦ ૩
ઘરબાર છાનાં વેચી ધન સોંપ્યું, ગણિકા વા'લી તેને હાથ;
દોષ છૂપાવવા છાની તે નાઠી, નાઠો પાછળ મારો નાથ. અરે દુઃખ૦ ૪
સસરા મારા શોધવાને ગયા'તા, નણદી સાસુ હતાં ઘેર;
ગઈ તેવી તેઓએ રાડ મચાવી, જાણે જૂનું હોય વેર. અરે દુઃખ૦ ૫
પગલાં નઠારાંની હું તો નિસાસણી, તેથી વળ્યું સત્યાનાશ,
એવા બીજા અપવાદ મુકી મને, બહુ ઉપજાવ્યો ત્રાસ. અરે દુઃખ૦ ૬
સસરો ને સ્વામિ આવ્યા ઘેર પાછા, તોપણ કંકાસ તેમ;
ઘાટ જુવો એવા કુલીનના ઘરનો, કુલીન કે'વાં એવાં કેમ. અરે દુઃખ૦ ૭
વરને વા'લ કરી મળવા ગઈ તો, ઢોળી પાડી મારી લાત;
એક વાગી કાનના કાપ પર તે, જુવો તેની ગાલે ભાત. અરે દુઃખ૦ ૮
કોણ માબાપની કોણ હું કન્યા, કેવો મળ્યો મને કાન્ત !
સંસારનાં સુખ સાસરે શોધતાં, કેવી રડી હું એકાન્ત. અરે દુઃખ૦ ૯
ખંમા ખંમા કે'વા માણસ મુજને, પિયરમાં નહિ કાંઈ પાર;
ચોબીલી થઈ મૂર્ખ નાથ મળ્યેથી, રડવું રહ્યું ચોધાર. અરે દુઃખ૦ ૧૦
હું અબળા મારૂં જોર શું ઝાઝું, દુઃખની મારી સૂતી દૂર;
ઉંઘી ત્યારે મારી ગાંસડી બાંધી, કોહોની મારી શી કસૂર. અરે દુઃખ૦ ૧૧
વગડાની વાડીના ઘરમાં મૂકી મને, છૂટી તો પાસે ન કોય;
પાછળ એક પૂરવિયો પડ્યો, તેણે પકડી પાડી, નાઠી તોય.અરેદુઃખ૦૧૨
કા'ડી કટારી કે' મારૂંછું તુજને, મળતો આમાં તુજ નાથ;
પણ છોડું જો તું માન્ય કરે મારૂં, થઈ મારી રેહે મુજ સાથ. અરે દુઃખ૦૧૩
શૂણી વચન ભૂંડું ક્રોધ ચડ્યો મને, પણ મારૂં શું ત્યાં જોર;
લાજ લેવા ધસ્યો આવી અંગે તેવો,પાછળથી થયો શોર. અરે દુઃખ૦૧૪
મુજ સ્વામિ, સસરાને શોધવા કાજે, પ્રેર્યો હતો પંથીરામ;
આવી અચાનક એણે અડાવ્યો, પણ તેથી કથળ્યું કામ. અરે દુઃખ૦૧૫

મારામારીમાં મરાયો તે, જોઈ હું પડી થઈ બેશુદ્ધ;
પર્વતપુરીનો રાજા આવ્યો ત્યાં, તે પણ એવો અબુદ્ધ. અરે દુઃખ૦ ૧૬
મારી પૂરવિયાને, પટરાણી કરવા, લઈ ચાલ્યો પોતાને પુર;
કેદ કરી મુને મેહેલમાં જઈને, પાસે નદી ભરપૂર. અરે દુઃખ૦ ૧૭
જાળવવા લાજ જાવું મેં ધાર્યું, પણ નાસવાનો ન ઠામ;
ઉંચી અગાશી ઉપરથી પડી હું, નદીમાં લઈ રામ નામ. અરે દુઃખ૦ ૧૮
હાથ ચડયું લાકડું પાણી પીતાં, બાઝી, ભૂલી પછી ભાન;
ત્યાંથી ગઈ ક્યાં, કોણે મુને કા'ડી, તેની નથી શુદ્ધ સાન. અરે દુઃખ૦ ૧૯
વર મારાની વા'લી વેશ્યાની બે'ની, શુદ્ધિ આવ્યે જોઈ પાસ;
કર્મનો જોગ કેવો આવી બનિયો, ઉપજ્યો અતિ મને ત્રાસ. અરે દુઃખ૦ ૨૦
મારી કને કુડાં કર્મ કરાવા વેશ્યાનો હુતો વિચાર;
સાંભળીને હૈયાસૂની થઈ હું, આંખે ચાલી આંસુ ધાર. અરે દુઃખ૦ ૨૧
એકાંત મેડીથી નાશી જવાને, મધરાત ગઈ જે વાર;
છોડી પલંગની પાટી બાંધીને, નીકળી ચાલી પુર પાર. અરે દુઃખ૦ ૨૨
વિજળી ઝબકતાં કોઈ પુરૂષે, મૂકી મારી પૂઠે દોટ;
જાણ્યું ઝલાઈશ તેથી ત્વરાથી, ચાલી સૂકાવી હું ચોટ. અરે દુઃખ૦ ૨૩
ગાજવીજ થાય વિવિધ પ્રકારે, તેમાં અંધારી રાત;
દોડી મરૂં અખડાઈ પડું, જુવો, કાંટા સોરાયાની ભાત. અરે દુઃખ૦ ૨૪
થાતાં પ્રભાત ગઈ છેક થાકી, ઉજાગરે બળે નેન;
સીતળ ઝાડછાયા નીચે સૂતી, પણ ન પડે ચિત્ત ચે'ન. અરે દુઃખ૦ ૨૫
થોડી વારે મારા નાથના મિત્રનો, આવ્યો કુભાન્ડી દાસ;
લાતો મારી મને ચોટલે ઝાલી, ધસડી ગયો જ્યાં ઘાસ. અરે દુઃખ૦ ૨૬
વાંસો છોલાયો ને લોહી વહ્યું પણ, તેને દયા નહિ દિલ;
નાંખી નીચે ગળું ખૂબ દબાવ્યું, જીવ જવા નહિ ઢીલ. અરે દુઃખ૦ ૨૭
યોગ ઈશે આણ્યો અચરજ જેવો, હરિણ પૂઠે આવ્યો વાઘ;
બચવા કુભાન્ડી કૂદ્યો જેવો, તેવો વાઘે ઝાલ્યો લઈ લાગ. અરે દુઃખ૦ ૨૮
ઘાસે ઢંકાયલી હું તો બચી, પછી ચાલી મૂકી તે ઠાર;
પા'ડ પ્રૌઢા નદી નાળાં ગુફાઓ, ભયભિત ભાસે અપાર. અરે દુઃખ૦ ૨૯

દુઃખ વેઠી વેઠી થાકી ગઈ હું, બાકી રહી નહિ એક;
રૂપ ને રંગ બધુ બદલાતે, માબાપ ભૂલ્યાં છેક. અરે દુઃખ૦ ૩૦
ભરપૂર હું જે ઘણી ખરી વાતે, તેના થયા આવા હાલ;
બીજી બીચારી હશે બહુ દુખી, કોણ લે છે સંભાળ. અરે દુઃખ૦ ૩૧
સબળા પુરૂષ છે ને અબળા અમે તો, લો તો સંભાળ લેવાય;
વેહેતી મુકો દયા દૂર કરીને તો. ના કોઈયે ના કેહેવાય. અરે દુઃખ૦ ૩૨
દુઃખ બીજાં ઘણાં અમ અબળાને, ભાઈ બાપને ન જણાય;
છાનાં શોકાઈયે, દુખી બહુ થઈયે, અમથી ઉપાય શો થાય. અરેદુઃખ૦ ૩૩
નીચે બેશીને વિચાર કરયેથી, તમને જણાશે ભૂલ;
બેહેનો પુત્રિયોનાં દુઃખ વિદારશો, તો તો મળશે ફૂલ. અરે દુઃખ૦ ૩૪
ન્હાનપણે તમે પરણાવો પુત્રી, કેહેવાતું શોધો કુળ;
ગુણ કે અવગુણ કાંઈ જુવો નહિ, તેમાં તમારી છે ભૂલ. અરે દુઃખ૦ ૩૫
દશો દિશા ભણી દૃષ્ટિ કરૂંછું તો, દુઃખ દુઃખ દુઃખ દુઃખ;
આવા જીવતરથી તો મરણ ભલું જ્યારે સ્વપ્ને ભોગવવા ન સુખ;
અરે દુઃખ શું કહું મારૂં રે, મરણ તો સૌથી સારૂં રે. ૩૬

(તે વક્ત્રાસનમાં થાકને લીધે પડી જાયછે.)

પ્રભાવતી—પ્રિયસખી, તું બહુ સોસાઈ ગઈ છું.

લલિતા—(ધીરે રહીને) સખી, મારાથી જીવાયું છે તે તમને બધાંને જોવા, અને આટલું તમારી સર્વેની આગળ કેહેવાનેજ. બાકી મારામાં હવે કશી શક્તિ રહી નથી, કાંઈ જીવન રહ્યું નથી. મારા કરી આપેલા જીવનની સાથે મારૂં બધું જીવન ગયું (જુસ્સાથી) અરે! આ પ્રમાણે મારા જેવી હજારો અને લાખો લાચાર છોકરિયો દુઃખી હશે તેની દાઝ કોઈ દીલે લેતું નથી. પશુ ગાય ને પશુ દીકરી દોરે ત્યાં જાય. અરે! એવી નિર્દોષ દીકરિયોના ત્રાસ લેનારા, પોતાના ઘરની ખોટી પ્રતિષ્ઠા વધારવાનેમાટે નામના કુલીન પણ રાક્ષસ, પાપી, ચાંડાલ, અને પતિત પતિયોને પરણાવીને, ગરીબ અબળાઓને દુઃખમાં નાંખનાર પાપિયોના ઉપર બ્રહ્માંડ ટૂટી પડજો, અને જગતમાં વર્ષાદ વરસવાને બદલે પરમેશ્વરના કોપનો વર્ષાદ ટૂટી પડજો, કે તેમની શુદ્ધિ ઠેકાણે આવ્યેથી અમારી ક-

કળતી આંતરડીને વધારે કકળાવતાં અટકી પડે, અરે ! ઓ ! અરે રે ! ઓ ! ઓ ! પ્રભુ ! ખોળે લે. ( સોશિત થઈ નીચે પડેછે. )

**જીવરાજ**—અરેરે ! આ શો ગજબ ! (રડેછે.)

**પ્રભાવતી**—દુઃખ ભડકાથી બળી જતો જીવ હવે ઉડી ગયો. ઓ સખી ! તું આવું કહીને બળતા કરવાને શું કરવાને આવી રે. ( રડેછે )

**કમળા**—( રડતાં ) ઓ દીકરી ! આ દુઃખડામતો તેં સજ્જડ બેસાર્યો, ને તારા માબાપને દુઃખની ચિતામાં બળતાં નાંખીને નાશી ગઈરે દીકરી. (બધાં કલ્પાન્ત કરેછે.)

**પ્રભાવતી**—મારી છાતી ઘણી ભરાઇ આવેછે. દુઃખના આવેશમાં કાંઈ બોલવાનું મને મન થાયછે. અરે પિતા અને માતાઓ ! ભાઈ અને બેહેનો ! તમારી સર્વેની આંખો આંસુથી ભરાઇ ગઈ છે, તે ઉપરથી તમારો લલિતા ઉપરનો પ્રેમ જણાઈ આવેછે. તમારાં સર્વનાં મન હવાણાં ગળગળિત થયાં છે, પણ આવાં દુઃખ ઘણી અબળાઓ સહન કરેછે, અને તેનું કારણ તમારી અણસમજણ વિના બીજું કાંઈ નથી. નઠારા ચાલતા આવેલા ચાલથી જે નુકસાન અને દુઃખ થાયછે, તે જોવું હોય તો આ મારી સખીને જુવો. મારા મનમાં આપણી રીત ભાતનો ઘણો ધિઃકાર આવ્યો છે, માટે તમને કાંઈ પણ કહ્યા વિના મારૂં હૃદય ઉકળતું હેઠે બેસશે નહિ.

**કેટલીક સ્ત્રિયો**—રે પ્રભાવતી ! તમે સત્ય કોહોછો. તમારે જે કેહેવું હોય તે કોહો, કે, એકલપેટા પુરૂષોની આખો ઉઘડે.

**પ્રભાવતી**—(વક્તાસન ઉપર ચડીને) ( બેલાવર રાગ. )

ધિઃક હિંદુ ભાઈ ધિઃક છે, ધિઃક નામ તમારૂં;
ખોટી તમારી રીતથી, બાળો જીવતર અમારૂં. ધિઃક૦ ૧
જૂના ઋષિ તમે ક્યાં ગયા, ઠામ ક્યાં જઈ લીધાં;
દેશ કાળ સહુ જોઈને, જેણે શાસ્ત્રજ કીધાં. ધિઃક૦ ૨
વંશજ સારા નીપજ્યા, નામ સારાં કા'ડ્યાં !
પાણી શાસ્ત્ર પર ફેરવી, ઉંડા કૂપમાં ગાડ્યાં. ધિઃક૦ ૩
આળસ્યમાં ઉંઘ્યા ઘણું, નામ પૂર્વનું બોળ્યું;
નીચે બેશી ન તપાશિયું, એક પાનું ન ખોળ્યું. ધિઃક૦ ૪

પોથાં સહુ થોથાં ગણ્યાં, ડાચાંને કીધાં સાચાં;
લક્ષણ સારાં મૂકીને, અપલક્ષણ જાચ્યાં. ધિઃક૦ ૫
ભ્રષ્ટ થયા જેમ ભાઈયો! તેમ બુદ્ધિ બગડી;
એક ખોટાથી બીજું થયું, એમ રીતિયો ગગડી. ધિઃક૦ ૬
મરતા મનુષ્ય પર બેશીને, મસ મિષ્ટાન ખાઓ;
કાયટાં ખાઓ કેરનાં, તેનો માલ વેચાવો. ધિઃક૦ ૭
ત્યારે સારી બુદ્ધિ ક્યાં થકી, સારી કરણી ક્યાંથી?
પાર ઉતરણી એવી તો! જેવું મંડાણ જ્યાંથી. ધિઃક૦ ૮
અર્ધાંગના સ્ત્રી પુરૂષની, ભાગિયણ તે અર્ધી;
દાવો કરશો તે નવ કરે, થાય નહિ તે પાવરધી. ધિઃક૦ ૯
મારે મૂર્ખ રાખો તેહને, વિદ્યા તો ન ભણાવો;
અજ્ઞાન છે એવું દાખવી, છાનું કાંઈ ન જણાવો. ધિઃક૦ ૧૦
મૂર્ખી શંખણિયો નીપજે, કૂડાં કૃત્ય કરનારી;
છોકરાં તેનાં તેહવાં, બુદ્ધિ ક્યાં થકી સારી! ધિઃક૦ ૧૧
કોપશો મારા બોલથી, પણ હું બળી બોલું;
માનશો નહિ જો માહરૂં, તો તો નક્કી બોળું. ધિઃક૦ ૧૨
કુલીન કહો તમે કોણને, કાંઈ ભેદ વિચારો;
વગર વિચારે વાંદરા! ફાળથી બાળ મારો. ધિઃક૦ ૧૩
વિદ્યા, તપ, ને ધન થકી, મૂળ કુળ બંધાયાં;
તે પછી ત્યારથી ચાલિયાં, મૂળ તેણે સાહ્યાં. ધિઃક૦ ૧૪
તે કુળના પછી વંશમાં, ત્રણમાંનું ન એકે;
તોપણ તે કુળ જામિયું, જોયું છે ન વિવેકે. ધિઃક૦ ૧૫
કાપી, ઘશી, તાપી, ટીપીને, જેમ સોનું નરખો;
ગુણ, શીલ, કુળ, કર્મથી, પુરૂષો કાં ન પરખો. ધિઃક૦ ૧૬
રીતિ ખરી તમે છોડીને, કેહેવાતાં કુળ શોધો;
મૂઢમતિ વ્યસની જુવો, શાણીનો વર ગોધો. ધિઃક૦ ૧૭
આવા બિચારીને નવ મળે, સુખ સ્વપ્ને ક્યાંથી?
દુઃખે દિવસ તે પૂરા કરી, છૂટે ત્યારે ત્યાંથી. ધિઃક૦ ૧૮

ફાંસા ગળે ઘાલે કેટલી, કેટલી કૂવા પૂરે;
ઝેર ઘોળેછે કેટલી, કેટલી દુઃખે ઝુરે. ધિઃક૦ ૧૯
બીજા લોકો જાણે હિંદુને, ઘણા પોચા હૃદયના;
પણ પાળી રાખે પેટમાં, તે તો જાણે જે ઘરના. ધિઃક૦ ૨૦
દયા બીજાં પ્રાણી પર કરો, દિકરિયોને રીબાવો;
મનુષ્ય હત્યારાં ઓ માનવી! ક્યાંનો તે પર દાવો. ધિઃક૦ ૨૧
ન્હાનપણે પરણાવવા, ક્યાંનું શાસ્ત્રજ લાવ્યા;
ધારા સ્વયંવરના જૂના, એ તે કોણે ભૂલાવ્યા. ધિઃક૦ ૨૨
હક જે છિનાવે છોરૂના, તેને ઘાણીમાં ઘાલો;
લટકાવો ફાંશી લાકડે, પેસારો શૂળી ભાલો. ધિઃક૦ ૨૩
આવા સગા તમે ફાંશિયા, સ્નેહી થઈ પાસે આવો;
પૂર્વનાં વેર પૂરાં થવા, સત્યાનાશ વળાવો. ધિઃક૦ ૨૪
"કન્યાને ગાય બે એક છે, એ તો દોરે ત્યાં જાય"
જુલમ કરાવો એવું કહી, કોહોની કેમ સેં'વાય? ધિઃક૦ ૨૫
બીજા કસાઈ કિયા તમ થકી, તમે દુષ્ટા પાપી;
આંખે જોઈ પ્રિય પુત્રીનાં, ગળાં નાંખોછો કાપી. ધિઃક૦ ૨૬
જુવો પ્રત્યક્ષ ઓ પાપિયો, કૃત્ય આવાં તમારાં;
કેમ દુષ્ટો! તમે ના જુવો, શાં છે દુઃખ અમારાં. ધિઃક૦ ૨૭
ખુન કરાવ્યાં તમે ઘણાં, તોય કયમ નથી ધ્રાયા?
ભોગ માગો કુળી બાળના, ધિઃક છે તમ કાયા. ધિઃક૦ ૨૮
એતી લલિતાના ભોગથી, અમારાં દુઃખ બાળો;
નહિ તો પ્રભુજી રીસાવીને, કોપ કરશે કાળો. ધિઃક૦ ૨૯

( તે શોશિત થઈ બંધ પડેછે એટલે )

**બીજી સ્ત્રિયો—** ( પરજિયો ગાયછે. )

સતીનો કોપ સમાવજો દેખી દુખિયો દેખાવ
નહિ તો પીડાશો એના કોપથી, માટે કરવા નિભાવ. સતીનો. ૧
બાળા બળી ગઈ બાપડારે, એવી બળે બહુ નાર
તેવીનાં દુઃખ બધાં કાપવા, લેજો મને નરનાર. સતીનો. ૨

ગુણે કુલીન ગણ્યા શાસ્ત્રમાં રે, ગુણ ગુણથી ગુંથાય
હજારી ગુલાબ નવ ગુંથશો, વાસ જુદા વશી જાય. સતીનો. ૩
ગુણે રૂપે સારો શોભતો રે, મળતો આવે સ્વભાવ
એવો શોધીને વરે કા'ડતાં મળે દીકરીને લાભ. સતીનો. ૪
પાળી પોશી વા'લી દીકરી રે, નાખો દરિયામોઝાર
શંખ શોધી આપી શા કારણે, બાળો તેનો અવતાર. સતીનો. ૫
રૂડી જોડી જોઈ કા'ડજો રે, જેથી રીઝે જગનાથ
સુખી સૌ થાય સંસારમાં, દેશે આશીષ અનાથ. સતીનો. ૬
રૂડી ને ભુંડાશું શું બને રે, જુવો જગમાં ચોપાસ
રૂડાને ભુંડી ન બઝાડશો, જેથી બંને નિરાશ. સતીનો. ૭
ખેલમાં દેખાડ્યો જે દાખલો રે, તેનો લઈ ઠીક સાર
બાળકીનાં દુ:ખ બધાં બાળવા, યોગ્ય કરજો વિચાર. સતીનો. ૮

(સર્વે જાયછે. લલિતાને અગ્નિસંસ્કાર કરયો તે સ્થાને પછવાડેથી સ્મરણસ્તંભ કરાવ્યો તેમાં નીચે પ્રમાણે લેખ કોતરાવ્યો હતો.)

## दोहरा.

ललिता लक्षणवंती जे, जगतशेठनी बाळ;
कुडा हिंदु चालथी, थयो तेतणो काळ. १
न्हानपणे परणावतां, निपजे शो परिणाम;
ते बतलावाने चण्यो, स्मरणस्तंभ आ ठाम. २
कुलीनें, नामनो वर जुवे, कथळे केवुं काम;
ते बतलावाने चण्यो, स्मरणस्तंभ आ ठाम. ३
गमती जोड़ मळ्याविना, दिल रे' केवो हाम;
ते बतलावाने चण्यो, स्मरणस्तंभ आ ठाम. ४

સમાપ્ત.

# पश्चात कथन.

સન ૧૮૭૭ ના મે માસમાં ગુજરાતીનાટકમંડળી ઉભી થઈ હતી, તેને આ ગ્રંથનો પ્રયોગ કરવાની અનુજ્ઞા આપી હતી, અને તેમાં પ્રયોગને અનુસરતો ફેરફાર કરી આપ્યો હતો, તે ફેરફાર આ આવૃત્તિમાં જોવામાં આવશે. પ્રયોગ કરતાં ઘણી વાર લાગે નહિ એ-ટલા માટે, ઘણો ભાગ મુકી દેવામાં આવેછે, પણ છાપવામાં તો બધો ભાગ રાખ્યો છે. આ ગ્રંથ લખવાનો ઉદ્દેશ પ્રયોગ થવાથી વિશેષ પાર પડ્યો છે. ગુજરાતીનાટકમંડળિયે આ ગ્રંથના લગભગ ૯૦ પ્રયોગ કર્યા હતા, તે જોવા જતાં સ્ત્રીપુરૂષનાં ટોળાં નંદનકુમાર અને છળદાસ જેવા બીજા ઘણા પોતાનાં ઓળખીતામાં બતાવી શકતાં હતાં. વાણિયા જ્ઞાતીની એક વૃદ્ધ ડોશી પોતાની દીકરી સાથે પ્રયોગ જોવા ગયેલી તે વેળાએ તેની દીકરીની દીકરી પણ સાથે હતી, અને તેનો વિવાહ એક નંદનકુમાર જેવા છોકરા વેહેરે કરી રાખ્યો હતો. જેમ જેમ પ્રયોગ ચાલતો ગયો તેમ તેમ પોતાની દીકરીના કરી રાખેલા જમાઈનાં લક્ષણ નંદનકુમાર સરખાંજ તેને લાગતાં ગયાં, તેથી પોતાની દીકરી પ્રતિ તે બોલી ઉઠી કે "બ્હેન! તારો જમાઈ તો બધો નંદનકુમાર, આપણે એને વેહેરે આ ગરીબડી છોકરીને પરણાવીશું તો એ બહુ દુખી થશે, માટે વિવાહ ફોક કરવાનું મારી નજરમાં આવેછે." તેની દીકરીનો પણ તેવોજ અભિપ્રાય થયો, તેથી ઘેર ગયા પછી સવાર થતાં છોકરાના બાપને બોલાવીને કહ્યું કે, તમારો છોકરો તો બધો નંદ-નકુમાર જેવો છે માટે અમે વિવાહ ફોક કરિયે છિયે. પેલાએ બંનેને ઘણાં સમજાવ્યાં પણ તેમણે માન્યું નહિ અને બીજો કોઈ સારો છોકરો જોઈને તેની સાથે વિવાહ કર્યો. છળદાસનાં કૃત્યને કદી જાય એવો પણ એક દાખલો બનેલો સાંભળવામાં આવ્યો છે. સાર એટલોજ છે, કે, આ ગ્રંથ વાંચવાથી અને તેના પ્રયોગ જોવાથી સારી અસર થઈછે એ સંતોષકારક છે.